# નામરત્નાખ્યરસમ્

ભાવ પ્રકાશક :

**દેવેન્દ્ર શાહ**
૫૦૨ આંગન એપાર્ટમેન્ટ
કસક પાસે, ભરૂચ - 392 001
ફોન : (02642) 229048
મોબાઈલ : 9428176302

**મૂલ્ય** : અમૂલ્ય ભગવદ્ રસથી હૃદયને ભરી દેવું.

**અર્પણ** : જેમના હૃદયમાં ભેદસહિષ્ણું અભેદ સ્થિર છે તેવા
શ્રીગુસાંઈજીના પરમ કૃપાપાત્ર છિતસ્વામીજીને...

# બે શબ્દ – આ ગ્રંથ વિષયક

જેમના કૃપા પ્રસાદથી હું કંઈક પણ લખવા પ્રેરાએલ છું. તેવા મારા શિક્ષાગુરૂ પૂ.પા.ગો.શ્રી શ્યામુબાવા વગેરેને મારા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ.

શ્રી વિઠ્ઠલનાથજી ગુસાંઈજીએ શ્રીઆચાર્યજીના નામ-રૂપ-લીલા અને બોધાત્મક નામોનું પ્રાકટય સર્વોત્તમ સ્તોત્રના નામે કર્યું, જેથી કે વૈષ્ણવસૃષ્ટિ સમક્ષથી એક ટેરો ખોલી શ્રીવલ્લભના સ્વરૂપનાં દર્શન કરાવી દીધા. જે આપનો મહા અનુગ્રહ છે. તે નામોમાં શ્રીગુસાંઈજીએ શ્રીવલ્લભમાં 'વસ્તુતઃ કૃષ્ણ' ના દર્શન કર્યા છે, પોતાના જન્મદાતા પિતાના પણ દર્શન કર્યા છે અને માર્ગના આચાર્યના પણ દર્શન કર્યા છે. પરંતુ, શ્રીદ્વારકેશજીને તો આ નામોમાં માત્ર શ્રીકૃષ્ણની નિરોધ લીલાના જ દર્શન થાય છે કે જે શ્રીકૃષ્ણનું અવતાર લેવાનું પ્રયોજન હતું. આપે પ્રત્યેક નામની સંગતિ શ્રીમદ્ ભાગવતના દશમ્ સ્કંધના અધ્યાયોમાં બિરાજેલી લીલાથી કર્યા છે. આપની દૃષ્ટિ અર્જુન-દૃષ્ટિ હતી. તેથી તો આપ 'વસ્તુતઃકૃષ્ણ એવ' દૃષ્ટિથી જ શ્રી આચાર્યજીને નિરખતા હતા. સાચું કહીએ તો આપ સર્વ ભાવે શ્રી આચાર્યજીને જાણતા હોવા છતાં માત્ર આ જ ભાવ આપના હૃદયમાંથી ઉભરાઈને છલકાઈ જતો હતો.

આ પરંપરાને આગળ વધારતાં શ્રીરઘુનાથજીએ શ્રીગુસાંઈજીના ૧૦૮ નામો ઉપર 'નામરત્નાખ્ય' નામક સ્તોત્ર રચ્યું અને તેમાં પણ સર્વોત્તમ સ્તોત્ર જ દૃષ્ટિકોણમાં હોય તેમ જણાય છે. જે શ્રીદેવકીનંદનજીની ટીકા સમજતાં લાગી રહ્યું છે.

શ્રીગુસાંઈજી માટે પણ છિતસ્વામી વગેરે અનેક વૈષ્ણવોને ગુરૂભાવ હોવા છતાં 'એહી તેહી તેહી એહી કછુ ન સંદેહ' ભાવ છલકાઈ જતો હતો તે છલકાયેલા ભાવને એક આ 'નામરત્નાખ્ય રસમ્' નામક કટોરામાં એકઠો કરવાનો પ્રયાસ કર્યો છે અને પ્રત્યેક નામને શ્રીમદ્ ભાગવતની દશમ સ્કંધ નિરોધ લીલા સાથે સંગતિ કરવાનો નમ્ર પ્રયાસ કર્યો છે. આગીયાના પ્રકાશ જેવો પ્રકાશ પાડયો છે. અનેક ક્ષતિ હોવાની પૂરી સંભાવના હોવા છતાં આપનો જ સેવક હોવાના નાતે આપ ક્ષમોદાર હોવાથી માત્ર મારા પ્રયાસને નિરખશો, તેવી ભાવનાથી આ નાનકડા ગ્રંથને પ્રસ્તુત કર્યો છે.

'નામરત્નાખ્ય'ની શ્રીભાગવત્ સાથે સંગતી કરવી તે મારા જેવા માટે દુઃસાહસ છે તે હું જાણું છું. પરંતુ ભગવદ્ ગુણ-ગાન ગાવાના ઉદ્દેશ્યથી જ આ લખેલ છે.

જેમ અર્જુનમાં શ્રીપ્રભુએ બળ પુરેલ તેથી તો તે મહાભારત યુદ્ધ જીતી શક્યો અને જેમ હનુમાનજી શ્રીરામચંદ્રજીના કૃપાબળથી જ સમુદ્ર ઓળંગી શક્યા તેમ મેં પણ પ્રભુકૃપાબળના આશ્રયે જ આ પ્રયત્ન કરેલ છે. હું તો પથ્થર છું પણ રામનામના બળથી તે પણ તરતો રહ્યો અને પ્રભુ ચરણારવિંદનો સ્પર્શ પામેલ રામસેતુ નામથી પ્રસિદ્ધ થયો તેમ હું પણ પથ્થર સમાન અજ્ઞાન છું પણ આ બહાણે ભગવન્ નામના સ્પર્શે ભગવદ્ આનંદ માણવા પ્રયાસ કરી રહ્યો છું.

જે કાંઈ ક્ષતિ હોય તે મારો દોષ છે તો ભૂલ સુધારીને વાંચશો તેવી મારી નમ્ર વિનંતી છે.

અસ્તુ.

દેવેન્દ્ર શાહના યથોચિત્
સાષ્ટાંગ દંડવત્ પ્રણામ
ભગવદ્ સ્મરણ...

# નામરત્નાખ્યરસમ્

**નામરત્નાખ્ય સંગતિ શ્રીમદ્ ભાગવત સ્કંધ-૧૦**

**(નોંધ : વિવરણમાં અધ્યાય ક્રમ સુબોધિનીજી અનુસાર છે અને કૌંસમાં મુકેલ આંકડા શ્લોક ક્રમાંક છે.)**

यन्नामार्कोदयात् पाप ध्वान्तराशिः प्रशाम्यति
विकसन्ति हृदब्जानिं तन्मामानिं सदाश्रये (१)

**અર્થ :** જેમના નામ રૂપી સૂર્યના ઉદયથી પાપરૂપી અંધકારનો સમૂહ નાશ પામે છે, હૃદયરૂપી કમળો ખીલે છે એવા શ્રી ગુસાંઈજીના નામોનું સદા હું આશ્રય કરું છું.

**અધ્યાય-૧ : શ્રી કૃષ્ણના પ્રાકટયનું કારણ-દુષ્ટતાનો સંહાર અને દેવીજનોને આશ્રયાનુભવ.**

શ્રીમદ્ ભાગવતના પહેલા અધ્યાયમાં શુકદેવજી કહે છે - ભગવાનના ગુણો ગાવામાં ખૂબ આનંદ અનુભરનારા ભક્તો છે તેમને પોતાનો સાક્ષાત્ અનુભવ કરાવવ તથા જે બહિર્મુખ છે તેવા પશુધ્નનો ભગવાન સંહાર કરવા અવતરે છે. આવા ભક્તો માટે ભગવાન સંસારને તારનારી નાવ બની જાય છે. ભગવાને પાંડવ ભક્તોના વંશજ પરિક્ષિતનો તેથી તો દુષ્ટોથી રક્ષણ કર્યું હતું. તેથી અધિકાર અનુસાર મૃત્યુ અને અમૃત આપનાર ભગવાન અવતાર ધારણ કરે છે. આપ સત્ પુરુષોનું રક્ષણ કરનાર હોવાથી તો 'સાત્વતપતિ' કહેવાય છે. આ ભૂમિ દુષ્ટ રાજાઓના ભારથી ત્રાસીત થઈ ગઈ હતી તેથી તો તે બ્રહ્માજી થકી પ્રભુને વિનંતી કરવા આવી હતી. ભગવાન જો કે પ્રાર્થના પહેલા જ ભક્તના હૃદયનું દુઃખ જાણી લઈ તેનો ઉપાય કરવા સંકલ્પ કરી જ લે છે. દુષ્ટોને ધર્મ-અધર્મનું ભાન જ નથી હોતું, તે બહેન કે બહેનના પુત્રોને મારતા પણ અચકાતા નથી તથા પિતાને કેદ ખાને નાખી દે છે. કેમ કે તેનામાં ભોક્તા ભાવ પ્રબળ થઈ જાય છે. આવા કારણોસર ભગવાન તથા ગુસાંઈજી ભૂમિ પર અવતાર ધારણ કરે છે.

શ્લોક ૪-૫-૬-૭-૯-૧૭-૨૨-૩૬-૬૬-૬૯

आनुष्टुभमिहच्छन्दः ऋषिरगिकुमारजः
सर्वशक्तिसमायुक्तोदेवः श्रीवल्लमात्मजः (२)

**અર્થ :** અહીં અનુષ્ટુપ છંદ છે. ઋષિ શ્રીઅગ્નિકુમારના પુત્ર છે. દેવ સર્વલીલા અને ભક્તો સહિત શ્રીવલ્લભનંદન છે. સર્વ ભક્તોના મનોરથોની સિદ્ધિ માટેના ઉપયોગનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

**અધ્યાય-૨ : ભૂતલ પર પધારવાનો શ્રીકૃષ્ણે કરેલ ઉદ્યમ.**

સર્વ પ્રમાણયુક્ત - વેદાવતાર - અનંત શ્રી બલરામજી સર્વ શક્તિ સમાન તથા શ્રીકૃષ્ણના આત્મજ એવા અક્ષરબ્રહ્મ રૂપ ધરણીનો ભાર ઓછો કરવા ભગવાનની શક્તિને ધારણ કરીને ભૂતલ પર પધાર્યા.

જેમ ગુસાંઈજી દિવ્ય પરિકર સહિત ભક્તોના ઉદ્ધારાર્થે ભૂતલ પર પધારે છે, ભગવાનની શક્તિને ધારણ કરી પધારે છે તેમ ભગવાન કૃષ્ણ પણ પહેલા શક્તિરૂપ સંકર્ષણ રૂપે ભૂતલ પર પધારે છે. સંકર્ષણ ભગવાનનું તેજોરૂપ ધામ છે. તે જ રીતે યોગ માયા (પરિકર) પણ પ્રભુ આજ્ઞા માથે ચઢાવવા તત્પર થઈ ગઈ. ભગવાન સર્વશક્તિ સમાયુતા છે તેથી તો આ સર્વ બન્યું અને તેથી તો સર્વાત્મરૂપ છતાં આત્મરૂપ તેજ વસુદેવજીના મનમાં આવ્યું અને વૈધ દિક્ષાથી દેવકીજીમાં સ્થાપન થયું. ભગવાનનું તેજ દુષ્ટોને બાળે છે પરંતુ તે જ પ્રભુ ભક્ત શરણાગતને તારે છે, ઠારે છે. આમ, ગુસાંઈજીની જેમ સર્વશક્તિયુક્ત પ્રભુ પધાર્યા.

શ્લોક ૫-૮-૧૪-૧૮-૨૧-૩૧-૪૧

विनियोग-समस्तेष्ट सिध्यर्थे विनिरुपितः (३)

**અધ્યાય-3 :** ભગવાનના પ્રાગટય કાળ હોવાથી પ્રકૃતિએ પોતાનો વિનિયોગ ભગવદ્અર્થે થાય માટે તેવા કાળ-સ્થળ થઈ ગયા શ્લોક ૧ થી ૭

ભગવાનનું પ્રાગટય જ સમસ્ત ઈષ્ટ સિદ્ધિરૂપ છે. વસુદેવ-દેવકી પ્રભુ પ્રાકટયથી સર્વસિદ્ધિયુક્ત થઈ સ્તુતિ કરવા લાગ્યા. ચતુર્ભૂજ પ્રભુ પોતે સર્વ સમસ્ત ઈષ્ટ સિદ્ધિયુક્ત (પૂર્ણ રૂપે) પધાર્યા છે તેની ખાત્રી કરાવી. તે જ સમયે ભગવાનનું સકલકાર્ય સિદ્ધ કરવા યશોદાજીને ત્યાં યોગમાયા પ્રકટયા.

વૈષ્ણવ માટે સમસ્ત ઈષ્ટ એ છે કે પોતાનું સર્વસ્વ પ્રભુમાં વિનિયોગ કરે. અવતાર કાલમાં ભગવાન સ્વયં સર્વ વિનિયોગ કરાવડાવે છે. તેથી તો ભગવાન દેવકીને કહે છે કે, ''હું વર આપવામાં રાજા છું, માંગો, હું તમારું ઈષ્ટ કરવા પધાર્યો છું. મારા સ્વરૂપનું જ્ઞાન મર્ત્ય શરીરવાળાને થતું નથી પણ તમારું ઈષ્ટ કરવા હું તે સ્વયં કરાવું છું.'' વસુદેવજીને કેદ ખાનામાંથી બહાર નિકળવા માટે એટલે કે - ઈષ્ટ કાર્ય માટે તે જ વેળા યોગ માયા પ્રગટી અને ઈષ્ટ સાધક પ્રભુ ઈચ્છાથી ભરપૂર વહેતા યમુનાજીમાં પણ માર્ગ થઈ ગયો. આમ, ગુસાંઈજી અને શ્રીઠાકોરજીનો પરિકર પોતાનો વિનિયોગ પ્રભુમાં કરી પોતાનું-સ્વામીનું અને ભક્તોનું ઈષ્ટ કરે છે.

શ્લોક - ૩૮-૪૪-૪૭-૪૮-૪૯-૫૦.

**(૧) શ્રી વિઠ્ઠલ :**

જ્ઞાનશૂન્યને શરણે લેનાર શ્રીવિઠ્ઠલનું નાટય સ્વરૂપ છે. આપ તો ભક્તિજ્ઞાનથી શૂન્ય તેવાને પણ શરણે લે છે, છીતસ્વામી જેવા. છીતસ્વામી નાટય કરીને આવ્યા તો શ્રીવિઠ્ઠલ મહાનાટયકાર થયા અને પોતાની માયા બતાવી. ભક્તિ વિરોધીઓને ડરાવે તે વિઠ્ઠલ.

**અધ્યાય-૪ : માયાથી નાટય.**

તેવું જ કંસનું થયું અને છતાં યોગમાયા છટકી ગઈ. યોગ માયાએ ભગવાનનું માહાત્મ્ય છે. કંસના મુખમાં જ્ઞાનના વચનો આવ્યા. વસુદેવજી પણ જ્ઞાનના વચનો બોલ્યા. માયાના પ્રભાવે દુષ્ટ કંસ શરણાગત ન હોવાથી મૂળ સ્વભાવમાં આવી ગયો.

શ્રી ગુસાંઈજી અને શ્રી ઠાકોરજી બંન્નેનું વિઠ્ઠલ નામ પ્રસિદ્ધ છે. શ્રીગુસાંઈજી જ્ઞાન દાતા છે, ભક્તોને ઉપદેશ આપી તેમનું પોતાના તથા ભગવાન સંબંધી અજ્ઞાન દૂર કરે છે અને સાથે-સાથે ભક્તિથી ભરપૂર કરે છે. પ્રભુ નાટ્ય લીલા કરવા અવતાર લઈને કાર્ય કરે છે અને તેથી નાટ્ય કરે છે અને નાટ્ય કરવા પ્રેરણા પણ કરે છે. કંસને પણ સત્ય જ્ઞાન થાય છે કે સર્વનો કાળ આજે મારો કાળ બનીને આવ્યો છે. વળી, આ નાનકડી બાળકી કંસના હાથમાં છટકીને પોતાના સ્વરૂપનું જ્ઞાન કરાવવા અષ્ટભૂજા વાળી દેવીરૂપ ધારણ કરી આકાશમાં દર્શન આપે છે અને તેને જ્ઞાન કરાવે છે કે તુ મૂર્ખ છે. કંસ પણ પછી જ્ઞાનના વચનો કહે છે પણ તે નાટ્ય જ છે. વસુદેવજી પણ તેના જ્ઞાનને અનુમોદન આપી તેને જ્ઞાન આપવા વિઠ્ઠલપણું પ્રગટ કરે છે અને નાટ્યની પરોક્ષ ભાષામાં કંસને અજ્ઞાની, અહંકારી, ભેદ દૃષ્ટિવાળો કહે છે.

શ્લોક : ૩-૯-૧૫-૨૦-૨૬.

**(૨) કૃપાસિન્ધુ :**

શ્રીગુસાંઈજી ભક્તિ રત્નાકર છે. જે અગાધ કૃપાથી છલોછલ છે છતાં જે છલકાઈને મર્યાદા લોપ નથી કરતો. આપની કૃપા પોતાના પ્રિય સેવકોને ભગવદ્ સ્વરૂપ અનુભવ કરાવવાનું સામર્થ્ય ધરાવે છે.

**અધ્યાય-૫ : નંદમહોત્સવ.**

પૂર્ણપુરૂષોત્તમ પોતાની સર્વ શક્તિઓ સહિત મન મુકીને કૃપાનું દાન કરવા પૂર્ણ સ્વરૂપે વ્રજમાં નંદ-યશોદાને ત્યાં પ્રકટ થયા. વ્રજવાસીઓના મન-હૃદય આનંદથી છલકાઈ ગયા. આનંદનો અતિરેક દરેકની ક્રિયામાં પ્રકટ થઈ ગયો. વસુદેવજીએ પણ હરખ કર્યો - ભેટયા.

શ્રી ગુસાંઈજી કૃપાસિંધુ ભક્તો પ્રતિ છે તો નંદમહોત્સવ નિમિત્તે પ્રભુ સર્વ વ્રજવાસીઓમાં અલૌકિક આનંદ ભરી દેવા માટે કૃપાસિંધુ બની ગયા છે. અને તે ભાવની ભરતી રૂપે નંદજી ખૂબ દાન કરે છે, વ્રજવાસીઓ ઘર, ગાયો અને પોતાની જાતને શણગારી ભેટ લઈને લાલન સમક્ષ આવે છે અને પોતે જાણે કૃપાસિંધુ હોય તેમ લાલનને આશીર્વાદ આપે છે. જે દૂધ-દહીં તેમનું જીવન-અર્થ રૂપ હતું તે એક બીજા ઉપર ઢોળવા લાગ્યા. આવો ભાવ કૃપાસિંધુ પ્રભુનું કૃપાદાન જ છે.
શ્લોક : ૩-૬-૭-૮-૯ થી ૧૨, ૧૩ થી ૧૬

**(૩) ભક્તવશ્ય :**

શ્રીગુસાંઈજી પોતાના ભક્તોને વશ પણ થાય છે અને વશ પણ કરે છે કેમ કે આપ એવા કૃપાસાગર છે કે જે પોતાની મર્યાદા ઉલ્લંઘતા નથી કેમ કે આપ ગુરૂ સ્વરૂપે પ્રકટ થયા છે. દ્વારકાયાત્રાના મિસે આપ પોતાના પ્રિય સેવક ભાઈલા કોઠારીને મળવા પધારતા.

**અધ્યાય-૬ : પૂતનામોક્ષ**

પૂતનાનેકૃષ્ણ વશ ન થયા. પૂતનાએ કૃષ્ણને મારવા ચાહી તેના બદલે તે મરાઈ. ભગવાન તો ભક્તને જ વશ થાય. પૂતના ભક્ત ન્હોતી. ભગવાન ભક્તને વશ હોવાથી પોતે જ તેમની અવિદ્યારૂપ પૂતનાને અંતઃકરણમાંથી દૂર કરી, સાધન પણ ન કરાવ્યા. વ્રજજનો ભક્ત હતા તેથી તો તેમણે ભગવાનની રક્ષા માટે અનેક વિધિ-વિધાન કર્યા.

ભક્તવસ્ય પ્રભુ વ્રજના બાળકો જે અવિદ્યારૂપ પૂતના ખાઈ ગઈ હતી તે જીવોને પોતાની અલૌકિક સ્વરૂપમાં ખેંચી લાવવા તેના સ્તનને પોતાના સૂચારૂ મુખમાં નાખે છે. ત્યારે પ્રભુના હૃદયમાં ભક્તવસ્યતાના કોમળ ભાવ છે જ્યારે મુખ પર કઠોર રોષ ભાવ છે. ઈન્દ્રનું પૂજન ન સહેનાર પ્રભુ ભક્તવસ્યતાને કારણે પોતાને માટે કરાતી રક્ષાની વિધિ-ઉપાસનાને સ્વીકારે છે. ભક્તવસ્યતાને કારણે ભક્તરક્ષક પ્રભુ ભક્તરક્ષ્ય થયા.

શ્લોક : ૧૦-૧૯ થી ૨૯-૩૬-૩૯.

**(૪) અતીસુન્દર :**

શ્રીગુસાંઈજી સુંદર છે કે જેની સીમા નથી કેમ કે આપ આનંદમય છે. આ આનંદ સહજ છે અને અલૌકિક છે. માણિકચંદ સ્ત્રીપુરૂષ આપના સૌંદર્ય દર્શનથી જડવત્ થઈ ગયા હતા અને બીજા દિવસે સેવક થયા હતા.

**અધ્યાય-૭ : શકટોત્ક્ષેપ-તૃણાવર્તવધ-વિશ્વદર્શન**

ભગવાન ભક્ત માટે અતિ સુંદર છે. ભલે ને તે શ્યામ હોય છતાં શ્યામ સુંદર છે. માખણ ચોર, મટકી

ફોડ, વાંછડાને છોડી દેનાર કે વ્રજાંગનાઓના નાના બાળકોને રડાવનાર કેમ નથી ? પ્રભુની અતિ સુંદરતામાં નિર્ગુણ આકર્ષણ છે. તે પ્રાકૃત સુંદરતા નથી. તેવા સૌંદર્યની કામનાથી બંધન નથી થતું પણ મોક્ષ કરતાંય અધિક સ્વરૂપ ભગવત સ્વરૂપાનંદ થાય છે. જે અક્ષરાનંદ-બ્રહ્માનંદથી પણ અધિક છે. ભગવાનનો અતિ સુંદરતા રૂપ યશ ભક્તોમાં ફેલાયેલો છે. તેથી ભ્રમરની જેમ તે પ્રભુના મુખકમલ પર ગુંજારવ કરે છે. ભગવાન માટે ભક્તને અતિશય વિરહ થાય તે પણ આપની અતિ સુંદરતા.

શ્રીમહાપ્રભુજીએ ભાગવતાર્થ - ''ભગવાનની આનંદમયી લીલા'' કર્યો છે. તેથી તો ભગવાન અતિ સુંદર છે. ભગવાનની અતિ સુંદરતામાં આપનું અતિ બળ પણ છૂપાઈ જાય છે. તેથી તો આ શકટ ભંજન લીલા ભગવાને કરી છે તેમ માનવા કોઈ તૈયાર નથી.

સુંદર પ્રભુ નજરે ન પડતાં યશોદાજી શોક કરવા લાગ્યા. માતા પોતાના પુત્રના અલૌકિક સૌંદર્યને માણ્યા વગર રહી નથી શકતા અને જ્યારે તે સૌંદર્ય ધામે તૃણાવર્ત વધ કરી દર્શન આપ્યા ત્યારે યશોદાજી પોતાને પૂણ્યવાન માનવા લાગ્યા.

શ્લોક : ૧-૧૦-૨૪-૨૫-૩૪-૩૭.

## (૫) કૃષ્ણલીલારસાવિષ્ટ : – કૃષ્ણ લીલા રૂપ રસનો જ આવેશ છે જેમને

### અધ્યાય–૮ : ગર્ગાચાર્યે નામકરણ કર્યું.

પ્રભુ દરેક ભક્તને અનુકૂળ લીલા કરે છે અને તે લીલા રૂપ પ્રભુનો ભક્તને આવેશ થઈ જાય છે. તેવા ભક્તના હૃદયમાં લૌકિક વિષયનો અંશ માત્ર ન હોવાથી તો પ્રભુ પરિકર સહિત તેના હૃદયમાં પધારે છે, વિરાજે છે અને લીલાનુભવ કરાવે છે ત્યારે પ્રપંચ વિસ્મૃતિ થઈ જવાથી ભક્તને કોઈ અવધાન-અડચણ રહેતી નથી. અહીં આ પ્રકારે પ્રભુનો શ્રીધર્મ પ્રકટ થાય છે. ગર્ગાચાર્યના નામકરણ વિધિ વખતે નંદાદિ તથા ગર્ગજી પણ પ્રભુ લીલા રસથી અવિષ્ટ હતા. કંસનો કોઈ ભય ન્હોતો.

ભગવાન પણ પોતાના પ્રિય ભક્તોના રસમાં એટલા બધા આવિષ્ટ થઈ જાય છે કે જાણે પોતાના મૂલ સ્વરૂપને - મહાત્મ્યયુક્ત સ્વરૂપને જ વિસરી ગયા હોય ! તે પ્રભુના નામકરણ પ્રસંગે ગર્ગજી આપને યાદ દેવડાવે છે અને નંદજીને જણાવે છે. કૃષ્ણ લીલા રસના આવેશને લીધે તો માતા સ્તનપાન કરાવે છે, ગોપીઓ ભગવાનની ધૌર્ત્યલીલાને માણે છે અને વ્રજબાળકોને પ્રસન્ન કરે છે. આ રસાવેશમાં યશોદાજી ગોપીની ફરિયાદને પણ કાને નથી ધરતા. (૩૧). ત્યાં તો પ્રભુ માતાને મુખમાં વિશ્વ દર્શન કરાવી રસાભાસરૂપ લીલા પણ કરે છે, તે પણ કૃષ્ણ લીલા જ છે. (૩૭)

શ્લોક : ૧૪ થી ૨૦-૨૪-૨૫-૨૬-૨૮-૩૧-૩૭.

## (૬) શ્રીમાન્

આપ શોભારૂપ છો, એ રીતે કે આપ શ્રીકૃષ્ણ લીલાથી સંપૂર્ણ સભર છો. તેથી આપનો રસ બહાર પ્રગટ થઈ રહ્યો છે તે આપની પુલકિત રોમાવલી કહે છે.

### અધ્યાય–૯ : યશોદાજીને ભગવાનને સ્વરૂપ જ્ઞાન કરાવ્યું.

ભગવાન પોતાની શક્તિઓ સહિત હોવાથી ભક્તોને શ્રીમાન્ જણાય છે. ભક્તોમાં ભગવદ્ ભાવરૂપ સંપત્તિ છે. તેથી તેઓ શ્રીમાન્ છે અને શ્રીગુંસાઈજી પુષ્ટિભક્તિમાર્ગના આચાર્ય તથા પ્રવર્તક હોવાથી શ્રીમાન્ છે. જ્યાં ભગવાનની સન્નિધિ હોય ત્યાં કાલ-કર્મ-સ્વભાવ પણ બાધક ન થાય તો બીજાનો તો પ્રશ્ન જ નથી. આ જ તો શ્રીમાન્પણું છે. યશોદાએ દૂધને શ્રી જાણ્યું અને પોતાના લાલરૂપ શ્રીને અવગણ્યા તેથી પ્રભુએ તેમનું સંસારરૂપ મટકું ફોડયું. યશોદા ભગવાનની શ્રીને નથી જાણતા તેથી બાંધવાનો

પ્રયાસ કરે છે. જો કે પ્રભુની શ્રી તો ભક્ત વત્સલતા છે. તેથી તો આખરે બંધાયા. પ્રભુની શ્રી એ કે તે પ્રેમ સિવાય કશાયથી ન બંધાય.
શ્લોક : ૧૧-૧૪-૧૬-૧૯-૨૦.

**(૭) વલ્લભનંદન :**

શ્રીવલ્લભમાં સહજ વૈરાગ્ય ગુણ હતો અને તે પણ અલૌકિક. તેથી તો ભક્તો માટે નિજધામ ત્યજીને ભૂતલ પર પધાર્યા અને ત્રણ ભારત યાત્રામાં પોતાનો વૈરાગ્ય ધર્મ પ્રગટ કર્યો અને ઉપદેશ્યો કે ભગવાન સિવાય બધે જ વૈરાગ્ય તે નિરોધ અને તેવા જ આપના પુત્ર વિઠ્ઠલનાથે પણ એક સંન્યાસીની સન્મુખ પોતાનું સર્વસ્વનું દાન કરી દીધું. જ્યારે તે સંન્યાસી આ ગૃહસ્થીના જેવો વૈરાગ્ય ન બતાવી શક્યો. તેવા આપ વલ્લભનંદનઃ છો અને તેથી તો વલ્લભ તથા પ્રભુને આનંદ પમાડનારા છો.

**અધ્યાય-૧૦ : નારદજીના શાપરૂપ ભગવદ્ વૈરાગ્યનું નિરૂપણ**

ભક્તોનો દીધેલ શાપ પણ વરદાન સમાન હોય છે કેમ કે ભક્ત ચાહે તો પણ કોઈનું જ બુરૂં કરી શકતા નથી. પ્રભુ કરવા દેતા નથી કેમ કે તેમને સિદ્ધ વૈરાગ્ય છે. અતિરાગમાં તરબોળ કુબેર પુત્રોને નરકમાંથી બહાર કાઢવા નારદજીએ ઉદ્યમ કર્યો અને પ્રભુએ તેને બહાલ રાખ્યો અને પ્રભુને પ્રિય બનાવ્યા વલ્લભનંદન બનાવ્યા.

શ્રી ગુસાંઈજી શ્રીવલ્લભના પુત્ર હોવાથી તથા સૌના પ્રિય હોવાથી વલ્લભ નંદન છે. તો ઠાકોરજી સર્વ વ્રજભક્તોના ભાવરૂપ વલ્લભના પ્રિય-સર્વસ્વ હોવાને કારણે વલ્લભનંદન છે. પ્રભુને પણ વલ્લભ પ્રિય છે તેથી કહે છે - આપ જેનો હાથ મને પકડાવશો તેને છોડીશ નહીં.
શ્લોક : ૧૯-૨૧-૨૨-૩૪.

**(૮) દુર્દશ્યો**

ભક્તો સિવાય અન્યને આપ અલૌકિક સ્વરૂપે દૃશ્યમાન થતા નથી. ભગવાન્ પરબ્રહ્મ સ્વરૂપે બહાર અને પરમાત્મા સ્વરૂપે અંદર, સર્વત્ર બિરાજે છે છતાં આપ સર્વને અનુભવાતા નથી અને કોઈકને (જ્ઞાની) અનુભવાય તો પણ દર્શન થતા નથી પરંતુ, ભક્તને તો તેના ભાવાનુસાર પ્રકટ થઈને દૃશ્યમાન બને છે. અહીં ભક્તો સામે આપ ધર્મી સ્વરૂપે પ્રકટે છે, જ્યારે જ્ઞાનિઓને ધર્મરૂપે અનુભવાય છે અને તે પણ અંતઃકરણમાં જ, ઈન્દ્રિયોથી નહિં. સિદ્ધાંતમુક્તાવલિમાં આચાર્યશ્રી આજ્ઞા કરે છે. ''પ્રત્યક્ષા સા ન સર્વેષાં'' ''ભકત્યા યા દૃશ્યતે કવચિત્.'' ભગવાન જ સર્વ કંઈ બન્યા હોવાથી તેવી અભેદ બુદ્ધિ હોય તો ભગવાન ભક્ત સામે પ્રકટ થયા. આ વાત મર્મમાં આપે અકબરને - ''સાહેબ કૈસે મિલે ?'' ના સંદર્ભમાં કહેવા ચાહતા હતા.

**અધ્યાય-૧૧ : ધર્મિસ્વરૂપે નંદરાયજીનો નિરોધ**

યમલાર્જુન વૃક્ષને આ બાળકનૈયાથી પડેલાં નાના બાળકોએ જોયાં અને તેમ કહેવા છતાં મોટેરાંએ સાચું ન માન્યું કેમ કે તેમને આ બાળક (કૃષ્ણ)માં ભગવાન રૂપનો ભાવ નથી. દુદૃશ્ય. ભગવાન દોરડાથી બંધાયા ન્હોતા તેમ છતાં કોઈ ન જાણી શક્યું કે આ ભગવાન છે. એથી નક્કી થયું કે ભગવાન માત્ર પોતાની ઈચ્છાથી જ અનુભવાય છે નહિં કે કોઈપણ સાધન બળથી તેથી તો ભગવાનને વ્રજાંગનાઓ હિનકાર્યો કરાવતા, જેવા કે ખડાઉ લઈ આવતા, બાજઠ લાવતા. આ લીલા ભગવાન ભક્તોને નિરૂદ્ધ કરવા જ કરતા. ભક્તો પણ પ્રભુના હિતકારી હોવાથી ગોકુલ છોડી વૃંદાવનમાં આવીને રહ્યા. ભગવાનના અદ્ભૂત વીર્યકાર્યો જોઈને વ્રજવાસીઓ માત્ર વિસ્મય પામતા પણ પ્રભુનું માહાત્મ્ય ન્હોતા સમજ્યા કેમ કે પ્રભુ લીલા ચલાવવા માટે તે આપનું સ્વરૂપ છૂપાયેલું રાખવા ઈચ્છતા હતા. ગર્ગાચાર્યનાં વચનો

નંદજીને ધ્યાનમાં હતા તેથી તો સર્વના રક્ષક કૃષ્ણનું રક્ષણ થાય તે હેતુથી મહાવન છોડયું. આમ, ભગવાને નંદજીનો ધર્મોસહિત ધર્મી સ્વરૂપે નિરોધ કર્યો હતો.

**(૯) ભક્તસન્દશ્યો :** - ભક્તોથી સારી રીતે દૃષ્ટિમાન થતા.

ગુસાંઈજીના દર્શન ભક્તોની ઈચ્છાને આધીન છે. ભક્તો માટે આપની ઈચ્છા હંમેશા અનુકૂળ હોય છે. ભક્તો શ્રીગુંસાઈજીના દર્શન ભક્તિદૃષ્ટિથી કરે છે. તેથી લૌકિક ઈન્દ્રિયોથી પણ અલૌકિક સ્વરૂપના દર્શન થઈ શકે છે.

**અધ્યાય-૧૨** : બળદેવજીએ ધેનુકને માર્યો તે લીલા પણ વ્રજભક્તોનો આધ્યાત્મિક દેહાધ્યાસ દૂર કરવા માટે કરી. હકીકતમાં આ લીલા ભગવાને જ કરી છે તે ભક્તહૃદય શ્રીમહાપ્રભુજી જાણે છે. સ્વધર્મ પાળે તેને જ ભગવદ્ સ્વરૂપનું જ્ઞાન થાય. ભગવાન વ્રજને પવિત્ર કરવા ખુલ્લા ચરણોએ ચાલે છે. તે ભક્ત સિવાય કોઈને ન સમજાય (૧). જે ભગવત્ સ્વરૂપને જાણે છે કે પ્રભુ જણાવે છે તે જ તેમના યશ ગાય છે (૨). ભગવાનનું સ્વરૂપ જાણી શકનાર વૃક્ષો પ્રભુનું ફળ-ફૂલથી પૂજન કરે છે (૫). ભ્રમરો મુનીઓ છે તેથી તો પ્રભુ સ્વરૂપને જાણે છે, તેથી યશ-ગુંજારવ કરે છે. (૬) (૭). ભગવાન પોતાના જન પર કૃપા કરી તેમને પોતાનું સ્વરૂપ અનુભવ કરાવે છે (૮). (૧૦). મુક્તિ-સાયુજ્યરૂપ ફલ ભગવાન આપે તો જ મળી શકે. તેવાની સેવા પ્રભુ સામેથી લે છે અને સેવા કરે પણ છે (૧૪) (૧૬) (૧૭) (૧૮). ભગવાન ભક્તો પર કૃપા કરે છે (૨૭). ભગવાન જેમના નાથ થાય છે. તેના પર હંમેશા પ્રભુની અમિદૃષ્ટિ પડતી રહે છે (૫). તેમ ગુંસાઈજી પણ સ્વકીયો પ્રતિ અમિદૃષ્ટિ કરે છે અને ભક્તોની કામના પણ શ્રીગુંસાઈજીના નિષ્કામભાવે દર્શનની જ હોય છે. ગુંસાઈજી અને ભક્તો પરસ્પર ભક્તિદૃષ્ટિથી નિહાળે છે.

**(૧૦) ભક્તિગમ્ય : - આપ ભક્તિથી ગમ્ય છે.**

જેમનામાં ભક્તિ છે તે જ આપના સ્વરૂપને જાણી શકે છે. ભક્તમાં શુદ્ધ-નિર્ગુણ ભક્તિ હોવાથી જ તે પ્રાકૃત આંખોથી પણ અને પ્રાકૃત અંતઃકરણથી પણ આપને જોઈ-જાણી શકે છે. કાલીય નાગનું ભગવાને દમન કરી વીર્ય પ્રદર્શિત કર્યું તથા વ્રજભક્તોનો ઈન્દ્રિયાધ્યાસ શાંત કર્યો. તેવું જ શ્રીગુસાંઈજીએ છીતસ્વામી માટે કર્યું.

શ્રીગુંસાઈજીને ભક્તિથી જ જાણી શકાય. છીતસ્વામી આપના ભક્ત ન્હોતા થયા ત્યાં સુધી ક્યાં જાણી શક્યા હતા ? તેમના અહંકાર રૂપી સેંકડો ફણાને આપના વીર્યે નાથી, એવું છિતુનો પૂર્વ ઈતિહાસ કહે છે. શ્રીગુંસાઈજીએ કળથી તેમનો અહંકાર નિર્મૂળ કરીને છીતસ્વામીને ભગવદ્ ભક્ત બનાવ્યા અને ભક્ત બન્યા પછી તેમણે અનેક કીર્તનો ભગવાન તથા શ્રીગુંસાઈજીના રચ્યા-ગાયાં.

**અધ્યાય-૧૩ : કાલીયનાગનું દમન**

કાલીયના દુષિત જળથી પશુ-પક્ષી-મનુષ્ય પરેશાન હતા. ભક્તિ વિરોધી આસન ઉપર પ્રભુ બિરાજતા નથી. ભગવાન શુદ્ધ હૃદય હોય ત્યાંજ ભક્તિ પ્રકટાવે છે (૪). ભગવાન સાથે માત્ર લૌકિક સંબંધ જોડવાથી તેમને જાણી શકાતા નથી પણ ભક્તિથી જ જાણી શકાય છે (૧૪). બળદેવજીમાં ભક્તિ (મહાત્મ્યજ્ઞાન સહિતનો સ્નેહ) હોવાથી ભગવાનના સ્વરૂપને જાણે છે (૧૮) (૨૨). નાગપત્નીઓ ભગવદ્ભક્ત તથા સતી છે, તેથી ભગવાનને શરણે ગઈ અને ભગવાનના સ્વરૂપને વર્ણવવી સ્તુતિ કરી શકી (૩૨) (૫૫) (૬૪) (૬૬).

**(૧૧) ભયાપહ : - આપ ભક્તોના કાલાદિ ભયને દૂર કરે છે.**

ગુંસાઈજીએ પોતાના અનેક ભક્તોને કાલ-કર્મ-સ્વભાવ તથા પ્રકૃતિના કારણે થતા ભયથી મુક્ત કર્યા. છિતસ્વામીનો સ્વભાવ જ બદલી નાંખ્યો. તો આપની કૃપાથી ડોશીમાએ કાળને આઠ વાર પાછો ઠેલ્યો, તેને કાલનો ભય ન લાગ્યો. તો જે વૈષ્ણવને ફાંસી થવાની હતી. તેને સ્વપ્નમાં જ તે ભોગવાવીને કર્મભોગનો ભય દૂર કર્યો. તો નાગજીભાઈને સંસાર-પ્રકૃતિનો સ્હેજે લગાવ ન રહ્યો તેથી તો બેટીના લગ્નની પણ ફીકર ન કરી. આપે નિજજનોનો બહારનો અને અંદરના બંને ભય દૂર કર્યા. 'તેને કાલકર્મ નવ બાંધેરે યમ તે શિવ ધનુષ ન સાંધે રે, એવો મારગ શ્રી વલ્લભવરનો રે જ્યાં નહિં પ્રવેશ વિધિહરનો રે' (વલ્લભાખ્યાન) ભક્ત વૈષ્ણવને પ્રેતનો પણ ડર નહોતો પરંતુ તેના કારણે પ્રેત મુક્ત થયો.

**અધ્યાય-૧૪ : દાવાગ્નિપાન કરી ભગવાને ગાયોગોપોનું રક્ષણ કર્યું.**

આગળના અધ્યાયમાં કાલીયથી દુષિત જળને શુદ્ધ કરીને ભક્તોને આનંદ આપ્યો. હવે તેમના ઈન્દ્રિય અને પ્રાણના દોષો દૂર કરીને ભક્તિ માટે અભય કરે છે. પોતાના ઝેરના પ્રભાવથી મદમસ્ત વેદરૂપ ગરૂડને પણ ગણકારતો નહોતો અને ભક્ત-વ્રજવાસીઓને પણ દુઃખી કરતો હતો, તેથી પ્રભુએ તેનો મદ ઉતારી ભક્તોને અભય કર્યા (૪). કાલના ભયથી સર્વને મુક્ત કરાવનાર ભગવાનને ભોળા-પ્રેમી વ્રજવાસીઓ કહેવા લાગ્યા કે કાલથી આ પુત્ર બચી ગયો (૧૭). રાત્રે જ્યારે દાવાગ્નિ ફેલાઈ ગયો ત્યારે વ્રજજનો ભગવાનને શરણે ગયા ત્યારે ભગવાને ભય પામેલા નિજજનોનો નિર્ભય કરવા અગ્નિને પી ગયા (૨૧ થી ૨૪).

**(૧૨) અનન્યભક્તહૃદયો : - અનન્યભક્તો જ આપનું હૃદય છે એટલે કે અનન્ય ભક્તોને આપ ખૂબ ચાહે છે.**

ગીતાજીમાં ભગવાન કહે છે 'સાધુપુરૂષ મારૂં હૃદય છે, સાધુપુરૂષોનું હૃદય હું છું.' અનન્ય ભક્તો જ પ્રભુના હૃદયનો ભાવ જાણી શકે તેવા અભય હોય, ચાચાજી શ્રીગુંસાઈજીનું નેત્રઅંગ હતા, નાગજીભાઈના હૃદયનો ભાવ શ્રીગુંસાઈજી જાણતા હતા.

**અધ્યાય-૧૫ : બળદેવજીએ પ્રલમ્બને માર્યો.**

અનન્યભક્તો પ્રભુના ગુણગાન કરતાં પ્રભુની પાછળ (આજ્ઞાંકિત થઈને) ચાલે છે (૧). પ્રભુ તથા ભક્તોને આનંદ આપે છે (૨). તેવા ભક્તોને ગ્રીષ્મ પણ વસંત લાગે છે (૩) (૫). ભગવાન પોતાના અનન્ય ભક્તો પ્રતિ સખ્યભાવ પ્રકટ કરે છે (૯) (૧૦) (૧૨) (૧૪). કારણ કે આવા ભક્તો પ્રભુનું હૃદય છે અને પ્રભુ ભક્તોનું હૃદય છે, આ જ સખ્યભાવ છે.

**(૧૩) દીનાનાથૈકસંશ્રય : - દીનતાવાળા અને અનન્ય ભક્તોના આપ આશ્રયભૂત છો.**

આપ પોતાના શરણાગત - સમર્પિત ભક્તોને છોડતા નથી. ''જે આશ્રયરૂપ બને, તેણે આશ્રિત સાથે રહેવું પડે.'' તેથી તો ભગવાન તેમના સમાન બનીને સાથે રહે છે. સાથે રહીને સુખનું દાન કરે છે. તેથી તો બલાઈ દંપતિ કે જે શુદ્ર હતા પણ શ્રીગુંસાઈજીના અનન્ય ભક્ત હતા તેમને પધરાવી આપેલ પાદુકામાંથી આપ તે ઈચ્છે ત્યારે પ્રકટ થઈ દર્શન આપતા હતા તથા તેમના વચનામૃતનું પાન કરતા હતા.

**અધ્યાય-૧૬ : બીજીવાર દાવાગ્નિ પાન**

ભગવાન દીનાનાથ હોવાથી વ્રજભક્તોનો નિરોધ સિદ્ધ કરવા પોતાના અનન્ય વ્રજવાસીઓના અજ્ઞાનરૂપ આત્મદોષનો નાશ કરવા અગ્નિને પી જાય છે. દીનભક્તો તો તામસ-રાજસ કે સાત્વિક હોય પણ અનન્ય હોવાથી પ્રભુ તેમનું કલ્યાણ જ કરે છે. જ્યારે મુંજના વનમાં ચારેબાજુ દાવાનલ લાગ્યો ત્યારે ગભરાઈ ગયેલા ગોપો કૃષ્ણના શરણે ગયા (૯) (૧૦) (૧૧). નિજજનોનાં દીનવચનો સાંભળી

ભગવાને તેમની આંખો મીંચાવી પછી દાવાગ્નિ પી ગયા અને ભક્તોને સુખ આપ્યું (૧૩) (૧૨). આ બાજુ વ્રજમાં રહેલા ભક્તોને પ્રભુ વગર એક એક ક્ષણ યુગ જેવડી લાંબી લાગતી હતી. તેથી કૃષ્ણ પધાર્યા જોઈ પરમાનંદમાં મગ્ન થઈ ગયા (૧૬).

**(૧૪) રાજીવલોચન : - કમળ જેવા નેત્રો જેમનાં છે.**

શ્રીગુંસાઈજીનાં લોચન કૃપાયુક્ત છે, ત્રિવિધ તાપ હારી છે, મનને પ્રસન્ન કરનારાં છે, નિર્ગુણ દૃષ્ટિવાળા છે, કરૂણાભર્યાં છે, પાપનાશક છે, દીર્ઘ અને અણીયારા છે, સાધારણ લાલાશ યુક્ત છે, અલૌકિક રસથી ભરપૂર છે. આવા શ્રીગુંસાઈજીનાં દર્શન થતાં જ માણેકચંદ સ્ત્રી-પુરૂષ દેહાનુસંધાન ભૂલી ગયા હતા કેમ કે આપનાં નયનોમાં ગિરિધારી ઝલકે છે.

### અધ્યાય-૧૭ : વર્ષા શરદ વર્ણન (વૈરાગ્ય)

વનમાં ગોપો કમલનયન પ્રભુ સાથે લીલા વિહાર કરે છે. પ્રભુના નેત્રોમાંથી પુષ્ટિ આ ગોપોમાં વરસે છે. તેથી તો તેઓ ઘરે જઈને ગોપીઓને દિવસભરની લીલા કહે છે. આવા ગોપો ભક્ત હોવાથી તેમનો દુ:સંગ ગોપીઓને લાગતો નથી. ભગવાનની અદ્ભૂત લીલા નિહારીને તે બેઉમાં ભક્તિ પ્રકટ થઈ. જેમ વર્ષાઋતુ સર્વના તાપ હરનારી છે તેમ પ્રભુનાં નેત્રો પણ તાપહારી છે (૩). ભક્ત ભગવાનની ભક્તિ કરે તો ભગવાન અનેકગણી કૃપા કરી તેને પાછું આપે છે (૬). ભગવદ્‌વિરહથી દુર્બળ થયેલા ગોપીજનો પ્રભુના પધારતાં-દૃષ્ટિપાત થતાં પ્રફુલ્લિત થઈ જાય છે (૭). ભગવાનની કૃપાદૃષ્ટિ સામે વેદો પણ ઝાંખા પડી જાય છે (૮). ભગવાનની કૃપાદૃષ્ટિ પામેલા તો બારેમાસ સુખી જ રહે છે, બીજાઓ ભલે વર્ષામાં સુખી કે દુ:ખી થતાં હોય (૧૩). જેમના ઉપર ભગવાનની કૃપાદૃષ્ટિ પડે છે તેને ભગવદ્ આવેશ થતાં તે અજય બની જાય છે (૧૮). ભગવાનની પ્રેમભરી દૃષ્ટિના કારણે ભક્તો ગાયોની જેમ પ્રેમવર્ષા કરતા પ્રભુ તરફ સહજ દોડી જાય છે (૨૬). શરદમાં કમળ થતાં જેમ જલ નિર્મળ થાય છે તેમ પ્રભુની કરૂણામય દૃષ્ટિથી ભક્તોના હૃદય નિર્મળ થાય છે (૩૩).

**(૧૫) રાસલીલારસમહોદધિ :**

આપ રાસલીલાના રસના મહાન સમુદ્ર છો. આ સમુદ્ર અમાપ છે. શ્રીગુંસાઈજીના નેત્રોમાંથી વહેતો રસ કદાપિ નિરસ થતો નથી. આપ પ્રભુ-સ્વામીનીજીની રસાત્મક લીલાને જાણે છે, હૃદયમાં ધારે છે, માણે છે અને અધિકારી ભક્તને દાન પણ કરે છે. આપ મહોદધિ હોવાથી આપ રસથી હંમેશાં ભરેલા રહો છો.

### અધ્યાય-૧૮ : ગોપીઓએ ગાયેલું વેણુગીત

વેણુગીત એ તો રાસલીલા-મહોત્સવનું મંગલાચરણનું ગીત છે. વેણુગીતથી પ્રભુએ રાસલીલા રસમહોદધિ કૃષ્ણ પ્રતિ સૌ દૈવી ભક્તજનો ચાહે તે જડ, ચેતન, પશુ કે મનુષ્ય કે પંખી કેમ ન હોય, સૌને અભિમુખ કર્યા છે. સૌને રસનો ચટકો કરાવ્યો છે. ભગવાન શુદ્ધ-નિર્મળ હૃદયમાં મધુર ક્રીડા કરવા પધારે છે તે વેણુગીતનું મંગલાચરણ છે (૧). ભક્તહૃદયો ભગવલ્લીલા-ગુણોરૂપ શોભાથી છલકાતા-છવાયેલા છે, તેવા વૃંદાવન સમાન છે (૨). રાસલીલારૂપ ભગવદ્‌રસની તિવ્ર લાલસા જગાવનાર આ વેણુગીત છે (૩). તે એટલી હદે કે તેમનો સ્મરે કબજો કરી લીધો, તેઓ ભગવદ્ ગુણાનુવાદ કરી પણ ન શક્યા. જાણે ડૂમો ભરાઈ ગયો (૪). રાસ લીલા વર્ણિત મોર પિચ્છના મુગુટવાળા અને મલ્લકાછનો શૃંગાર ધરેલા પ્રભુ તેમના ચિત્તમાં સ્થાપિત થઈ ગયા (૫). અક્ષણવતાં માટે આ રાસલીલા રસમહોદધિરૂપ કૃષ્ણ જ માત્ર ફલ છે. પ્રભુ આ રાસલીલાનુભવ માટે નીજભક્તોને તૈયાર કરે છે. આ વેણુગીતથી સર્વની આસક્તિ ભગવાનમાં થઈ જાય છે, ભગવદ્‌સુધા પ્રમેય દ્વારા, સર્વને નહિ માત્ર અંતરંગોને જ.

**(૧૬) ધર્મસેતુ :** - આપ ધર્મના પાલક છે.

ભક્તિરસના અધિકારી સૌ કોઈ નથી. દૈવીજીવો ધર્મચ્યુત ન થાય માટે આપ ચારે પુરૂષાર્થોનું આચરણ કરે છે. વેદ આપના પ્રાણ સમાન છે. મર્યાદા અને મર્યાદામિશ્રિત જીવો માટે આપ ધર્મસેતુ છે.

**અધ્યાય-૧૯ : કુમારિકાઓએ કાત્યાયની વ્રત કર્યું.**

પુષ્ટિભક્તિમાર્ગમાં પ્રભુની પુષ્ટિ જ ફલરૂપ પ્રભુને પ્રાપ્ત કરવામાં નિયામક છે છતાં ક્યાંક પ્રભુ જ સાધન કરાવીને પોતે પ્રાપ્ત થાય, કેમ કે આ સાધન પ્રકરણ છે. સુબોધિનીના ટીપ્પણીમાં અહીં વિદ્યાનું પહેલું પર્વ કહેતાં કહે છે કે, દેહ ઈન્દ્રિય વ. નો ભગવદર્થ ઉપયોગ કરવો, પોતાના સ્વાર્થ માટે નહિં. નંદગોપના પુત્રને પતિરૂપે પ્રાપ્તિ કરવા આ કુમારિકાઓ કાત્યાયનિ વ્રત વર્ષભર માટે રાખે છે. જેના સાક્ષી શ્રીયમુનાજીને બનાવે છે. ભગવાન ભક્તનો મનોરથ જાણીને તેણે તે માટે જે સાધના સ્વીકારી છે તેને સિદ્ધ કરવા પ્રવૃત્ત થાય છે (૮). પણ પુષ્ટિભક્તિમાર્ગમાં શરત એ છે કે તે ભક્ત ભગવાનનો શરણાગત થવો જોઈએ. દાસ થવો જોઈએ (૧૬). ભગવત્ પ્રાપ્તિ માટે કરેલ ધર્મરૂપ સાધન વિધિવત્ કરવું જોઈએ તેમ ભગવાન ઈચ્છે છે કેમ કે ધર્મમાં વિધિ આવશ્યક છે, સ્નેહમાં કે ભક્તિમાં નહિં (૨૦) (૧૯). ભક્તનો ધર્મ એ છે કે પ્રભુની પ્રત્યેક લીલામાં પ્રસન્ન થવું. કદાચ તે પ્રતિકૂલ હોય તો પણ પ્રભુ પ્રતિ અસૂયા ન કરવી (૨૨). ધર્મીના ચરણસ્પર્શની કામનાથી કરેલો ધર્મ તેમની ભક્તિમાં બાધક ન થયો. અન્યથા સકામ ભક્તિ નિર્ગુણ ભક્તિમાર્ગનું અંગ કદી ન બની શકે (૨૭) (૨૪). ભગવાને ભગવત્પ્રાપ્તિની ઈચ્છાવાળી કુમારિકાઓને ધર્મ બતાવ્યો. હવે ગોપો પ્રતિ પણ ઉદાહરણથી ધર્મ નિદર્શન કરે છે. આપ પરોપકારી વૃક્ષોનો દાખલો આપે છે (૩૨ થી ૩૫). કે દેહધારીને દેહ મળ્યાની સફળતા એ જ છે કે એ પ્રાણથી, અર્થથી, બુદ્ધિથી અને વાણીથી સદા બીજાનું ભલું કરે. આ ગોપોની ધર્મનિષ્ઠા એવી પ્રબળ હતી કે ફળ-ફૂલથી લચેલા વૃક્ષો પરથી, પ્રભુની આજ્ઞા વગર, ભૂખ્યા હોવા છતાં ફળ ખાધા નહિં (૩૮). આમ ભગવાન ધર્મસેતુ બન્યા.

**(૧૭) ભક્તિસેતુ :**

આપ ફલરૂપ ભક્તિના પાલક છે કે જેમાં સાધન રૂપ ભક્તિ, જે ઉપરના નામમાં બતાવી તે પ્રકારે સર્વત્યાગની આવશ્યક્તા નથી. મર્યાદા ભક્તિમાં અંગીકૃતની મર્યાદાનું આપ રક્ષણ કરે છે અને પુષ્ટિ ભક્તિમાં અંગીકૃતનું પુષ્ટિભક્તિ રૂપ પુરૂષાર્થના રક્ષક ચાલક બને છે. સાધનદશામાં મર્યાદા જરૂરી છે અને ફલદશામાં મર્યાદા પ્રભુ જ છોડાવી દે છે, ત્યાંતો કૃપા જ માત્ર સાધન છે.

**અધ્યાય-૨૦ : ભગવાને કરેલ યજ્ઞપત્નિઓનો ઉદ્ધાર**

ભગવાન કોઈપણ મીસે પોતાનાં ભક્તોનો ઉદ્ધાર કરે છે. ભગવાન તેની ભક્તિ રૂપ સેતુ વડે તેની પાસે પહોંચી જાય છે. તેનામાંથી લોક-વેદનો ડર કાઢી નાખે છે (૨). ભક્તોને કર્મજડની જેમ સ્વર્ગની કામના નથી. તેઓ તો ભક્તિસેતુ પરથી ભગવાનને પામવા જ ચાહે છે (૩). કર્મજડ ધર્મસેતુ રૂપ ભગવાન સામે આવે તો પણ તેમને ઓળખી નથી શકતા, તેમનો કર્મરૂપ ધર્મ તેમને સહાયક નથી થતો (૭) (૯) (૧૦) (૧૧). ભગવાનને વિશ્વાસ છે કે તેમના ભક્તો તેમની આજ્ઞાને ઉથાપે નહિ કેમકે તેમને પ્રભુ પ્રત્યે સ્નેહ છે, મહાત્મ્યજ્ઞાન પણ છે. ભક્તિ તેમની અને ભગવાન વચ્ચે સેતુ રૂપ છે, તેમાં ધર્મસેતુ તેમને સહાયક બને છે (૧૪). ભક્તો ધર્મસેતુ પર ધીમી ગતિ કરે છે, જ્યારે ભક્તિસેતુ પરથી પ્રભુ પ્રતિ જવા ઉતાવળા હોય છે (૧૮) (૧૯). તેઓ આ માટે માત્ર ધર્મ વિરૂદ્ધ નહિ પણ લોક વિરૂદ્ધ જતા પણ ખચકાતા નથી (૨૦). મર્યાદાપુષ્ટિ ભક્તો મહાત્મ્યજ્ઞાનથી પ્રભુને જાણે છે પછી તેમને

પામવાની તીવ્ર ઉત્કંઠા જાગે છે આને જ ભક્તિસેતુ કહે છે. અરે ! તેમના માટે તો ભગવાન્ સ્વયં ભક્તિસેતુ બની જાય છે (૨૩) (૨૪) (૨૫) થી (૨૭). ભક્તિસેતુ રૂપ ભગવાનને પામેલા ભક્તો લોક-વેદ ધર્મ છોડવા તત્પર છે પણ ભગવાનને છોડવા નથી ચાહતા (૨૯) (૩૨). ભક્તિવાનને માટે અન્ય સર્વ ધર્મ ગૌણ છે. ભક્તિમાં તે આડા આવતા હોય તો તેને ત્યાગવામાં ભય નથી થતો (૪૨).

**(૧૮) સુખસેવ્ય :**

આપને સુખ થાય તે પ્રકારે ભક્તોથી સેવવા યોગ્ય છે. ભગવદ્ સુખાર્થ કરાતી સેવામાં શાસ્ત્રોક્ત મર્યાદામાર્ગીય ધર્મો આડા આવતા હોય તો ન કરવા જોઈએ. તેના પ્રત્યાઘાત રૂપે આપ ભક્તોની સેવાથી સુખ માણે છે. ભક્તોની સેવા હૃદયના શુદ્ધ ભાવપૂર્ણ હોય છે. સેવા ભગવદ્ ધર્મ હોવાથી ત્યાં દેહધર્મ કે વેદધર્મ અંતરાયરૂપ થતા હોય તો ત્યાગવામાં દોષ નથી. ઘણાં વૈષ્ણવોના પ્રસંગ છે કે ઘરે ભગવદ્ સેવા પહોંચ્યા પછી સદ્ગુરૂની સેવા કરતા. જેમ ગુંસાઈજીએ ભગવદાવેશમાં ડોશીના ધરેલા બાજરીના દાણા આરોગ્યા અને વૈષ્ણવે સેવામાં બુહારી કરતાં સોહની છૂટી ગઈ તો જનોઈથી બાંધી હતી, ત્યાં દોષ ન થયો.

**અધ્યાય-૨૧ : ભગવાને ઈન્દ્રનો યજ્ઞ ભંગ કર્યો.**

ભગવાને તામસ સ્ત્રીઓની (લૌકિક ધર્મ રૂપ) લજ્જા ઢાંકનાર વસ્ત્રો હર્યા, રાજસ બ્રાહ્મણોની સ્ત્રીઓનો ભોગ આરોગી બ્રાહ્મણોને ગ્લાની પ્રગટ કરાવી તો અહીં સાત્વિક દેવોનો ઘમંડ ભંગ કર્યો. આમ, ભગવાન બધાનો ઉદ્ધાર કરીને પોતે સુખસેવ્ય થાય છે. ભગવાનની ઉપસ્થિતિમાં બીજા ક્ષુદ્ર દેવોનું પૂજન અને આશ્રય કરવામાં આવે તો ભગવાનને અસુખ થાય છે (૧). ભગવાન સ્વકીયોને સમજાવીને ભક્તિ વિરૂદ્ધ માર્ગેથી હટાવે છે (૫) (૬) (૭) (૧૩) થી (૨૫). ભગવાનને શાનાથી સુખ થાય છે તેની પ્રેરણા આપ પોતાના જનોને કરે છે (૩૦). ભગવાન ભક્તોના હૃદય બુદ્ધિમાં બિરાજીને પણ પોતાનો અનન્ય આશ્રય કરાવે છે. (૩૫) (૩૮).

**(૧૯) વ્રજેશ્વર :**

આપ વ્રજના ઈશ્વર છે. પૂર્ણ પુરૂષોત્તમ છે. વ્રજમાં પધારી આપે ભક્તોને અભય કર્યા. આપે કોઈક ભક્તોને નંદનંદનરૂપે દર્શન પણ આપ્યા છે. વલ્લભાખ્યાનમાં તો આપનું વ્રજેશ્વર તરીકે જ વર્ણન ગોપાલદાસજીએ કર્યું છે. છિતસ્વામી તો આપના વલ્લભસુત અને નંદસુત સ્વરૂપમાં ભેદ ન્હોતા જોતા.

**અધ્યાય-૨૨ : ભગવાને ઈન્દ્રનો માનભંગ કર્યો.**

ભગવાન જ્યાં પ્રેમસામ્રાજ્યમાં બિરાજે તે વ્રજ છે. તેથી ભગવાનનું કૃપા સામ્રાજ્ય વ્રજ છે. ભગવાનની કૃપા સર્વત્ર હોવાથી સર્વત્ર પ્રભુનું વ્રજ છે. પ્રભુ સર્વેશ્વર છે તે તો આપે વામન અવતારમાં સિદ્ધ કર્યું હતું. જલમાંથી પૃથ્વીને ઉગારી ત્યારે પણ સિદ્ધ કર્યું હતું. મોહિની અવતારમાં પણ સિદ્ધ કર્યું હતું, છતાં ઈન્દ્રના મસ્તકમાં મદે પ્રવેશ કર્યો ત્યારે તે ભગવાનના સ્વરૂપને, અજ્ઞાનને કારણે ભૂલી ગયો. ત્યારે ફરી ભગવાને 'વ્રજેશ્વર' સિદ્ધ કરવું છે. જે ઈશ્વર છે તે જ ભોક્તા છે બાકી સૌ ભોગ્ય છે, તેથી પ્રભુ ગિરિરાજરૂપે અન્નકૂટ આરોગ્યા. ભગવાન વ્રજનાં ઈશ્વર હોવાથી વ્રજવાસીના રક્ષક છે. આપ કર્તુમ્ અકર્તુમ્ અન્યથા કર્તુમ્ સમર્થ છે. તેથી પર્વતને આંગળી ઉપર ઉઠાવીને સાત દિવસ ધારી રાખ્યો. ભગવાન્ વ્રજવાસીની પીડા સહન નથી કરી શકતા કેમ કે વ્રજેશ્વર છે. ''હું ઈશ્વર છું.'' તેમ બોલનાર ઈન્દ્રનો મદ અને અજ્ઞાન બોલે છે (૨). ઈન્દ્ર મિથ્યાજ્ઞાનની ભાષા બોલે છે (૩) થી (૭). ભગવાન પરબ્રહ્મ હોતા પહેલા પોતાને વ્રજેશ્વર માને છે (૧૩) (૧૬) (૧૮). હકિકતમાં ભગવાન સ્વાત્વિક દેવોને મદ થયો

તેને કૃપા કરી સુધારવા માંગે છે કેમ કે આપ દેવોના પણ ઈશ્વર છે (૧૭). ભગવાને એવા વ્રજવાસીઓના ઈશ્વર થવાનું સ્વીકાર્યું છે કે જે પ્રભુનાં દર્શન કરવામાં ક્ષુધા-પ્યાસને પણ ભૂલી ગયા છે (૨૩).

**(૨૦) ભક્તશોકાપહ :**

આપ ભક્તોના શોકને દૂર કરે છે. પ્રભુનું પ્રાકટય જ ભક્તોના શોકને દૂર કરવા માટે છે. આપ કૃપા કરવા જ પ્રકટયા છે. શ્રીગુંસાઈજી ભક્તોનો ભક્તિ સંબંધિ શોક દૂર કરે છે. પોતાનું દર્શન કરાવી મનને શાંત કરે છે.

**અધ્યાય-૨૩ : ગોપોને ભગવાનમાં અજ્ઞાન-અન્યથાજ્ઞાન દૂર થયું.**

ભક્ત માટે ભક્તિ વિરોધી તેવું ભગવાન સંબંધે અજ્ઞાન કે અન્યથાજ્ઞાન બહિર્મુખતા તરફ દોરી જાય છે અને તેથી ભક્તને શોક થાય છે. પ્રભુ એવા સમર્થ છે કે તે ભક્તનું અજ્ઞાન-અન્યથા જ્ઞાન દૂર કરીને તેને ભગવન્મુખ બનાવે. આ માટે બીજાં કોઈ સાધનો સહાયક થઈ નથી શકતા. ભગવાને આ કાર્ય ગોવર્ધનધારણ લીલા કરીને પાર પાડયું. નિરૂદ્ધ ભક્તોને-વ્રજવાસીઓને ભગવાનના સ્વરૂપનો ખ્યાલ આવ્યો (૭) થી (૧૨). ૧૩-૧૪-૧૬ થી ૨૪.

**(૨૧) શાન્ત :**

શ્રીગુસાંઈજી શાંત છે એટલે કે ક્રોધાદિ દોષોથી રહિત છે અને શાંત હોવાથી ભક્તના મનોરથપૂરક છે. ભગવાન કદાચ ભક્તને શાપ અપાવે તો પણ તેના હિત માટે જ (પુ.પ્ર.મ.) તેમ આપનો રોષ પણ ભક્ત સુખાર્થ કે પ્રભુ સુખાર્થ જ હોય છે. વાર્તા – ડોશી કે જેને નદી પાર કરી દીધી. ભક્તના મનની વાત જાણી લે છે, ભક્તોએ વિનતી કરવાની જરૂર નથી પડતી.

**અધ્યાય-૨૪ : ઈન્દ્ર અને સુરભિએ ભગવાનનો અભિષેક કરી 'ગોવિન્દ' નામ ધરાવ્યું.**

ભગવાન અને ભગવાનના પ્રિય વ્રજવાસીઓનું અપમાન કરવા છતાં ભગવાને ઈન્દ્રને કોઈ સજા ન કરી માત્ર અનિષ્ટનું નિવારણ કર્યું કેમ કે ભગવાન શાંત છે, પરબ્રહ્મ છે, પોતાના જન ઈન્દ્રનું કલ્યાણ ઈચ્છે છે, તેનો મદ ભગવાન દૂર કરે છે અને તેની સેવા લઈને પોતાની પ્રસન્નતા વ્યક્ત કરે છે, તે જ બતાવે છે કે આપ શાંત છે. ભગવાન તો ઈન્દ્રના પણ ઈન્દ્ર છે. તેમને ઈન્દ્રપદની કોઈ આવશ્યક્તા ઉપયોગીતા કે મહત્તા નથી છતાં આપ સ્વીકારે છે, તે આપનો શાન્ત સ્વભાવ છે. સુરભિ ભગવાનનો અભિષેક કરે છે તેથી તેને આધિદૈવિકપણું ભગવાન દ્વારા પ્રાપ્ત થાય છે. ભગવાનનું ધામ પણ શાન્ત છે (૪). ભગવાનમાં કોઈ પ્રાકૃત ગુણો નથી. તેથી આપ શાન્ત ગણાવ છો (૪) (૫). ભગવાન જે કંઈ કરે છે તે લીલા છે તેથી પણ શાન્ત છો (૬) (૧૩). શાન્ત સ્વભાવવાળા જ અવજ્ઞાને વિસારી દયા કરે છે (૧૫). જેના કારણે બધું આનંદ-મંગલ થાય તે શાન્ત ગણાય ૨૫ થી ૨૭.

**(૨૨) સર્વજ્ઞ :**

આપ સર્વને જાણનાર છે. આપ ભગવાન હોવાથી સર્વને અંદર અને બહારથી જાણે તે સ્વાભાવિક છે. તેથી તો છીતુ ચોબા જેવાની અંદર રહેલ દૈવી બીજભાવને જોઈને સેવક કર્યા. અનેક ભક્તોના મનોરથ પૂરા કર્યા.

**અધ્યાય-૨૫ : ભગવાને ગોપોને વૈકુંઠ બતાવ્યું.**

ભગવાન પોતાના પ્રિય સર્વ ભક્તોને વૈકુંઠ બતાવીને પોતાનું સ્વરૂપ જતાવે છે. તે રીતે આપ સર્વજ્ઞ

હોવાથી પોતાના જનોને પણ સર્વના જ્ઞ બનાવે છે. નંદરાયજીને પણ ભગવન્ માહાત્મ્ય થાય માટે વરૂણના સેવકો દ્વારા પકડાવે છે અને છોડાવે છે. ઘરે પોઢેલા ભગવાન સર્વજ્ઞ હોવાથી જાણી જાય છે કે વરૂણના સેવકો નંદરાયજીને પકડી ગયા છે (૩). સર્વજ્ઞ માત્ર ભગવાન જ હોય છે. ભગવાન તરીકેનું સામર્થ્ય નંદજીને ભગવાન બતાવવા ચાહે છે. આપ ભગવાન હોવાથી વરૂણે આપનું પૂજન કર્યું, સ્તુતિ કરી અને આપની આજ્ઞાને માથે ચડાવી. કૃષ્ણ ઈશ્વર-સર્વજ્ઞ છે, તેવી ગોપોને પ્રભુએ ખાત્રી કરાવી (૧૦). ભગવાન સર્વજ્ઞ હોવાથી ગોપોના મનની વાત જાણી ગયા (૧૧). ભગવાનનું ધામ બ્રહ્મલોક-જ્ઞાનધામ છે માટે પણ આપ સર્વજ્ઞ છે. (૧૪).

**(૨૩) સર્વકામદ :** - શ્રીગુસાંઈજી ભક્તિસંબંધી ભક્તોની કામના પૂરી કરે છે.

આપ ભક્તોની સર્વ ઈચ્છાઓ પૂરી કરનાર છો. દેવો પણ આપની કૃપાથી વરદાન દેવા સમર્થ છે. આપનું વરદાન તો સહજ કૃપા વશ છે. આપ ભક્તોની ઈચ્છા જાણી ઉદાસીન નથી રહેતા પણ મનોરથ સિદ્ધ કરી દો છો.

**અધ્યાય-૨૬ : ભગવાને ગોપીઓની સાથે આત્માથી ક્રિડા કરી**

ફલપ્રકરણમાં ભગવાન્ ફલરૂપ હોવાથી ભક્તનો મનોરથ પૂરો પણ કરે છે અને તેનું કલ્યાણ થાય તેવું પણ કરે છે. તેથી ભગવાન સમર્પિત જીવને ભજનાનંદ પ્રાપ્ત થાય માટે તેની સાથે આત્માથી ક્રિડા કરે છે કેમ કે તે ભક્ત જીવ સ્વરૂપે છે. ભજનાનંદના અનુભવ માટે લીલા જરૂરી છે, જેમાં સ્ત્રીભાવ આવશ્યક છે. ભગવાન બાહ્ય તથા આંતર રમણ દ્વારા સર્વકામપૂરક બને છે. રૂપલીલા પાંચ પ્રકારની (આત્માથી, મનથી, વાણીથી, પ્રાણથી, ઈન્દ્રિયથી) હોવાથી પાંચ પ્રકારે ભગવાન લીલા કરીને સર્વ પ્રકારે કામ પૂર્ણ કરનારા છે. ભગવાને જ ભક્ત માટે રમણ કરવા મન કર્યું. (૧) (૩). ભગવદ્કામ વશ ભક્તો પોતાના દેહ, ગેહ, પતિ, બાળકો, લોકલાજ, વેદલાજ તજીને ફલરૂપ ભગવાનને મળવા રાત્રી સમયે, જે તે સ્થિતિમાં દોડી આવ્યા. અરે કોઈ ન આવી શક્યા તેમણે તો પ્રાણત્યાગ પણ કર્યા. આ બધીઓ ભગવદ્કામ વશ ભગવન્મય થઈ ગઈ હતી. ભગવન્ પરીક્ષામાં તેઓ ઉત્તિર્ણ પણ થઈ કેમ કે તેઓ ભગવાનને જ પોતાનું સર્વસ્વ મન વાણી કાયાથી માનતી હતી, તેથી ભગવાને તેમને રમણ કરાવ્યું (૪૨) થી (૪૬).

**(૨૪) રૂક્મિણીરમણ :**

આપનાં મુખ્ય સ્વામીનીજીને સ્વરૂપાનંદનું દાન કરનારા છો. આપ પૂર્ણ રસાત્મક હોવાથી આપનામાં શૃંગારરસ પ્રકટ છે. અલૌકિક શૃંગાર રસના આપ સંયોગાત્મક પૂર્વદલ અને વિપ્રયોગાત્મક ઉત્તર દલ છો. સ્વામી અને સ્વામીનીમાં અભેદ છે. પોતાના રમણ માટે જ તે સ્વરૂપ પ્રકટ કરેલ છે.

**અધ્યાય-૨૭/૫૭ : વિયોગમાં ગોપીઓએ ભગવાનની શોધ કરી.**

ભગવાન સાથે ગોપીઓએ રમણ કર્યું, તેથી તેઓને સૌભાગ્યમદ થયો કે આ પૃથ્વી પર અમારા જેવી શ્રેષ્ઠ સ્ત્રી કોઈ નથી. ત્યારે ભગવાને તેમના પર કૃપા કરી તેમનો મદ મિટાવવા માટે અંતર્હિત થયા. (અધ્યાય ૨૬/૪૭-૪૮) રૂક્મિણીરૂપ (લક્ષ્મીરૂપ) ગોપીજનોએ ભગવાનનું સંયોગ સુખ માણ્યા પછી અભિમાન થવાથી અંતર્હિત થયા તેથી હવે ઉત્તર દલ વિપ્રયોગાનંદનો અનુભવ ભગવાન કરાવે છે કે જે પરમફલ મનાય છે. તેઓ પ્રભુના સંયોગાનુભવના અભાવમાં બહુ દુઃખી થયા (૧). તેઓએ સંયોગમાં અનુભવેલ ભગવત્ સ્વરૂપની લીલાનું અનુકરણ કરવા લાગ્યા (૨). તેમ કરતા તેઓ કૃષ્ણતદ્રૂપ થઈ ગયા (૩). ભગવદ્ગુણ ગાતાં ગાંડાની જેમ વનસ્પતિને પૂછવા લાગ્યા કે તમે નંદકુમારને જોયા ? (૪ થી ૯) (૧૧ થી ૧૩). ત્યારપછી તેઓ સંયોગમાં રમણ કરેલ ભગવલ્લીલાનું અનુસરણ કરવા લાગી.

(૧૫) (૨૩). ગોપીઓને લાગ્યું કે કોઈ બડભાગી ગોપીને ભગવાને સંયોગસુખ આપ્યું લાગે છે કેમ કે તેવાં ચિહ્નો જણાય છે. આ રૂકિમણી રમણ. પરંતુ, તેને પણ અભિમાન થતાં ભગવાને તેને પણ છોડી દીધી. ભગવાનને અહંકારી પ્રિય નથી.

અધ્યાય-૫૭ માં પણ ભગવાને રૂકિમણીજી સાથે સંયોગ-વિપ્રયોગ બંને પ્રકારે રમણ કર્યું છે. પરિહાસ કરીને સ્વામિનીજીની પરીક્ષા પણ કરી છે.

**(૨૫) શ્રીશ :**

ગુસાંઈજી 'શ્રી' ના ઈશ છે. આપ સર્વાત્મ ભાવવાળી સર્વ સ્ત્રીઓના નાથ છો. મર્યાદામાં જેમ લક્ષ્મીજીનો રમણ અધિકાર છે, તેમ પુષ્ટિમાર્ગમાં સર્વાત્મભાવથી ભગવદ્રમણનો અધિકાર મળે છે. શ્રીગુંસાઈજીનાં પત્ની પદ્માવતિ નામ પણ લક્ષ્મીઅર્થવાળું જ છે. લક્ષ્મી ગોકુળમાં માલણ બનીને આવી છે. સર્વાત્મભાવવાળા ભક્તો મન-વાણી-ક્રિયાથી આપના સિવાય કોઈનું સ્મરણ કરતા નથી, આપને જ સમર્પિત છે. તેવાના હૃદયમાં પ્રભુ હંમેશાં રમણ કરે છે.

**અધ્યાય-૨૮ : ગોપીજનોએ ગાયેલું ગોપીગીત**

ભગવાનના વિયોગમાં તડપતા સર્વ ગોપીજનોના ઈશ કૃષ્ણ છે. તેથી તો ભગવન્મય થયેલા ગોપીજનો ભગવાન્ ન મળતાં યમુનાપુલિન પર આવીને અન્ય કોઈ ઉપાય ન રહેતાં ગુણગાન ગાવા લાગ્યાં. ઓગણીસ પ્રકારે આ લક્ષ્મીઓ-ગોપીઓ સ્તુતિ કરવા લાગ્યા. અન્યપૂર્વા અને અનન્યપૂર્વા સાત્વિકી, રાજસી, તામસી, નિર્ગુણાઓ મળીને સ્તુતિ કરે છે. પ્રત્યેક સ્તુતિમાં તેમના ઈશ-સ્વામી-પ્રિય-સ્વકીય પ્રભુ પ્રત્યે વિનતી છે. આ સર્વના ભગવાન સિવાય કોઈ પતિ નથી માટે ભગવાન શ્રીશઃ છે. આમ પૂરા ગોપીગીતમાં ગોપીઓ તેમના ઈશની અનન્ય પ્રિયાઓ છે તે સૂચિત કરે છે.

**(૨૬) ભક્તરત્નપરીક્ષક :**

ભક્તો રૂપી રત્નના આપ પરીક્ષક છો. દુર્લભ રત્ન છૂપાવવા લાયક છે. તેમ સર્વાત્મભાવ પણ ગુપ્ત રાખવા યોગ્ય છે. ગુસાંઈજી સર્વાત્મભાવ વાળા ભક્તોને ઓળખી જનારા-પરિક્ષક છે. બીજા ભાવવાળા ભક્તોને અળગા કરી તેમને પણ રત્ન બનાવવા સાધના કરાવરાવે છે. ચાચાજી, નાગજીભાઈ, માણિકચંદજી વ. અનેક ભક્તરત્નો આપની પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલા છે.

**અધ્યાય-૨૯ : ગોપીજનોના રૂદનથી ભગવાન ત્યાં પ્રગટયા.**

ભગવાને જોયું કે, ગોપીજનો સૌભાગ્યમદથી જ સૂક્ષ્મ દોષયુક્ત થયા હતા. ભગવાન્ અંતર્ધાન થતાં તે બધાં સ્ત્રીરત્નો પ્રભુ માટે પાગલ સમાન થઈ ગયા, સુધ બુધ ખોઈ બેઠા. આખરે આપના ગુણગાન ગાયા છતાં પણ આપ પ્રાપ્ત ન થયા ત્યારે સર્વ ઉપાયો છોડી આપના શરણાગત થઈ ગયા અને સહજ રૂદન કરવા લાગ્યા. એમનો વિપ્રયોગ ચરમદશાએ પહોંચ્યો.

किलश्यमानान् जनान् दृष्ट्वा कृपायुकतो यदा भवेत्
तदा सर्व सदानदम् हृदिस्थं निर्गतम् बहिः

તે ન્યાયે ભક્તરત્નો સામે ભગવાન પ્રગટ થઈ ગયા (૧) (૨). ત્યારે આ ભક્તો રત્ન-પ્રભુને વીંટળાઈ ગયા. અહી ગોપીજનો માટે ભગવાન રત્નરૂપ છે. તેથી તેમની ચારેબાજુ વીંટળાઈને બિરાજ્યાં, ભગવાનને ગોપીજનો પ્રતિ દોષના કારણે જે અભાવ થયો હતો તે છે કે નહિ તે પરીક્ષા કરવા ત્રણ પ્રશ્નો પૂછે છે.

તેનો પ્રત્યુત્તર ભગવાન પોતે રત્ન નહિ પણ ભગવાન છે, તે પ્રકારે આપે છે. ભગવાન તો સનાતન દોષરહિત પરમશુદ્ધ છે. તે જાણી ભક્તરત્નોને સંતોષ અને પ્રસન્નતા થઈ. ભગવાને ભક્તરત્નોની પરીક્ષા કરીને શ્લોક-૨૧,૨૨ થી તેમને શુદ્ધ જાહેર કર્યા કેમકે ગોપીજનોએ ભગવાન માટે સર્વનો ત્યાગ કર્યો હતો, નિર્દોષ ભજન કર્યું હતું. આમ તેઓ સર્વાત્મભાવથી ભગવાનને ભજતા હતા. ભગવાને તેમનો ત્યાગ કર્યો જ ન્હોતો પણ તેમના હૃદયમાં બિરાજી તેમની પરીક્ષા કરતા હતા. ભગવાને કહ્યું- હું તમારો અઋણી ક્યારેય નહિ થાઉં. આ જ તો રત્નોનું મૂલ્ય હતું.

**(૨૭) ભક્તરક્ષૈકદક્ષ :**

ગુસાંઈજી ભક્તોનું રક્ષણ કરવામાં પ્રવીણ છે. આપ જે કંઈ કરે છે તે ભક્તની રક્ષા માટે જ કરે છે. આપ ભક્તના આધિભૌતિક દુઃખ, આધ્યાત્મિક દુઃખ અને આધિદૈવિક દુઃખોથી રક્ષણ કરે છે. પરિવાર ભક્તિ વિરોધી હોય તે પણ શમન કરે છે. ઈન્દ્રિયો સાંસારિક સુખ તરફ ઢળતી હોય અને ભક્તિમાં બાધક થતી હોય તો ત્યાં પણ રક્ષણ કરે છે અને ભગવદ વિરહાગ્નિથી દાઝતા હૈયાને પણ આશ્વાસન આપે છે. અન્યાશ્રયથી પણ છોડાવે છે.

**અધ્યાય-૩૧ : ભગવાને કરેલ શંખચુડ વધ**

આ નામલીલાનો અધ્યાય છે. ભગવાન જેનો ઉદ્ધાર કરવા માંગે છે, તેવો ભક્ત અન્યાશ્રય કરે તો તે દુઃખી થાય છે. ભગવાન તેને દુઃખથી છોડાવે તો જ છૂટે, બીજો કોઈ એની રક્ષા કરી શકતો નથી. પ્રવૃત્તિના દોષરૂપ શંખચુડનો હરિભગવાને નાશ કર્યો. અંબિકાના પૂજન માટે ગયેલા નંદરાયજી કે જેમણે અન્યાશ્રય કર્યો હતો તેમને મોટો સર્પ ગળવા લાગ્યો ત્યારે તેમણે કૃષ્ણ કૃષ્ણ બચાવો... તેમ કહેતાં, ભગવાને તે સર્પને ચરણસ્પર્શ કરતાં જ તે સર્પના બધા પાપ બળી જતાં તે સુદર્શન વિદ્યાધર રૂપે પ્રગટ થઈ ગયો. (અને નંદજી મુક્ત થઈ ગયા.) કે જે કદરૂપા અંગીરાગોત્રના ઋષિને જોઈને પોતાના રૂપાભિમાનને કારણે હસ્યો હતો. ભગવાને નંદજી તથા સુદર્શન બન્નેને પાપમાંથી મુક્ત કર્યા, રક્ષા કરી.

ધનથી દુષ્ટ થયેલો શ્રુતિને લૌકિક બનાવી દે છે, તેમ આ કુબેર સેવક ધનમદને કારણે શ્રુતિરૂપાગોપીઓનું હરણ કરવા આવ્યો ત્યારે આક્રંદ કરતી ગોપીઓના રક્ષણ માટે ભગવાન પહોંચી ગયા ભગવાનના ડરથી શંખચૂડે ગોપીઓને છોડી દીધી પણ ભગવાને તે દુષ્ટનો વધ કરી ભક્તોનું રક્ષણ કર્યું (૨૯) (૩૦) (૩૧).

**(૨૮) શ્રીકૃષ્ણભક્તિપ્રવર્તક :**

શ્રીગુસાંઈજી કૃષ્ણભક્તિનું પ્રવર્તન કરનાર છે. આપશ્રી ભક્તોને સર્વાત્મભાવરૂપા ભક્તિમાં પ્રવૃત્ત કરાવનાર છો. તે પછી ભક્ત અભય થઈ જાય છે. ભગવત્સેવા એ જીવનો સહજધર્મ છે કેમ કે જીવ ભગવાનનો અંશ છે. સેવા જ સાધન છે અને સર્વાત્મભાવ સિદ્ધ થયે તે જ સેવા ફલરૂપા છે. ભગવદ્સેવાનો દૈવીજીવોને બોધ કરવા અને પ્રવૃત્ત કરવા જ આપનું પ્રાગટ્ય છે.

**અધ્યાય-૩૨ : શ્રીગોપીજનોએ ગાયેલું યુગલગીત**

૨૬ શ્લોકથી વિરહી ગોપીજનોએ તાપથી જીવન નિર્વાહ કરવા માટે આ યુગલગીત ગાયું છે. બાર માસના ભાવથી ૨૪ શ્લોકમાં બારે માસની પ્રભુની લીલા છે. 'સર્વદા સર્વભાવેન ભજનીયો વ્રજાધિપઃ' તેમ શ્રી આચાર્યજી આજ્ઞા કરે છે. પહેલા શ્લોકથી આરંભ અને છેલ્લા શ્લોકથી ફલ કહ્યું કે જે ફલ ભગવાન કે ભગવાનની ભક્તિનું હૃદયમાં ધ્રુવસ્થાપન થવું. શ્રીકૃષ્ણભક્તિનું ભક્તહૃદયમાં કેવી રીતે

પ્રવર્તન થાય તેનો ઉપાય કે પ્રકાર અહીં બતાવ્યો છે. ભગવાન્ શ્રવણ દ્વારા અંતઃકરણમાં પ્રવેશી મુખદ્વારા હરિલીલાને વર્ણવે ત્યારે ફરી કાન દ્વારા હૃદયમાં પ્રવેશે ત્યારે ભગવાન હૃદયમાં સ્થિર થાય. અહીં ભગવાન ગોપીજનોના હૃદયમાં પોતે આનંદસ્વરૂપે બિરાજે છે. આમ, ભગવાન્ ભક્તિનું પ્રવર્તન કરે છે.

### (૨૯) મહાસુરતિરસ્કર્તા

ભક્તિનો વિરોધ કરનાર ભારી આસુરી લોકોના આપ તિરસ્કર્તા છે. વેદ-બ્રહ્મસૂત્ર-ગીતા-ભાગવત્ વ. રૂપ પ્રમાણશાસ્ત્રોના સિદ્ધાંત વિરૂદ્ધ ઉપદેશ આપે તે આસુર. પંડિતો આ જ શાસ્ત્રોનાં ઉલટા અર્થ કહી ભક્તિનો વિરોધ કરે છે માટે શ્રીગુંસાઈજી તેવા અસૂરોનો તિરસ્કાર કરે છે.

#### અધ્યાય-૩૩ : અક્રૂરજીનું ગોકુલમાં જવું.

આ અધ્યાયમાં ભગવાનને મારવાનો વિચાર કરનાર અરિષ્ટનો વધ કરીને તેનો તિરસ્કાર કરે છે કેમ કે તે વ્રજભક્તોને ભયભિત કરે છે (૧૫). કંસને અરિષ્ટાસુર મર્યાના સમાચાર નારદ દ્વારા મળતાં તે વધુ ક્રોધિત થયો કેમ કે તે મહાસુર છે. તેથી તો તેણે વસુદેવજીને ફરી કેદખાને નાંખ્યા અને કૃષ્ણ-બળદેવને મારવાનો હુકમ કર્યો અને તે માટે ધનુર્યાગનું આયોજન ગોઠવ્યું. અધર્મરૂપ પ્રયોજન માટે ધર્મ કાર્ય ઉપાડયું (૧૮). તેણે મલ્લોને પણ કૃષ્ણ-બળદેવને મારી નાંખવાની આજ્ઞા કરી (૨૩). અસુરના મિત્રો અસુર જ હોય છે (૩૬). ભગવાન આવા અસૂરોના તિરસ્કર્તા છે, તે તો આકાશવાણીથી પણ સિદ્ધ છે (૩૮).

### (૩૦) સર્વશાસ્ત્રવિદગ્રણી :

શ્રીગુસાંઈજી સર્વ શાસ્ત્રોના અગ્રણી છે. આપ સર્વ શાસ્ત્રોના જ્ઞાતા-પંડિતો કરતાં પણ અધિક જ્ઞાની છો, તેથી તો શાસ્ત્રાર્થમાં તેઓને મૂંગા કરી દો છો. વેદાદિશાસ્ત્રો એકબીજા સાથે સંગતપૂર્વક પ્રમાણ છે. પરંતુ, વેદ વિચારથી વિરૂદ્ધ જતાં શાસ્ત્રો ગમે તેણે રચ્યા હોય (બુદ્ધ ભગવાન) તો પણ આપણા માટે અપ્રમાણ છે. તેથી અપસિદ્ધાંત કહેનારાઓ આસુરાવેશી છે.

#### અધ્યાય-૩૪ : કેશીદૈત્ય અને વ્યોમાસુરને માર્યા.

આસુર કંસના કહેવાથી કેશીદૈત્ય ગોકુલમાં આવ્યો તે જ રીતે ગોપાલનો વેશ લઈને વ્યોમાસુર આવ્યો છતાં પણ ભગવાન તો જાણી ગયા કે આ બંને કંસના મોકલેલા ભક્ત વિરોધી અસૂરો છે તેથી ભગવાને તેમને માર્યા. નારદજી ગોકુલમાં ભગવાન પાસે આવ્યા અને સ્તુતિ કરી. આ સ્તુતિ કહે છે કે ભગવાન સર્વશાસ્ત્ર વિદગ્રણી છે. નારદજી પણ જાણે છે કે ભગવાન કંસાદિ અસૂરોને મારશે (૧૬ થી ૨૨). આમ નારદ-ભગવદ્ભક્ત પણ સર્વશાસ્ત્ર વિદગ્રણી છે. ભગવાન ભક્ત જેવા વેશી આસુરોને બહુ સારી રીતે જાણે છે. તેથી તો તે આપ વ્યોમાસુરનો દંભ જાણી ગયા. (વિદગ્રણી)

### (૩૧) કર્મજાડયભિદુષ્ણાંશુ :

કર્મ વગેરે માર્ગોની જડતાને દૂર કરનાર આપ સૂર્યરૂપ છો. કર્મ જ ફલ આપનાર છે તેવી ભ્રાન્તિ આપ સ્વજનોમાંથી દૂર કરે છે. આપ અન્યો કરતાં અધિક જ્ઞાનવાન છે. તેથી અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરનાર સૂર્ય રૂપ છે, અન્ય પંડિત જેવા દીવડા નથી. જો કે સૂર્ય તો વિભૂતિરૂપ છે તેથી કર્મજડ બનાવે પણ આપ તો સાક્ષાત્ ઈશ્વર હોવાથી મહાત્મ્યજ્ઞાનયુક્ત ભક્તિથી કર્મજડતાને દૂર કરનાર છો.

#### અધ્યાય-૩૫ : અક્રૂરજીનું વ્રજમાં આગમન

આ અધ્યાયમાં ભક્તિનું સ્થાપન છે. તેથી કર્માદિમાર્ગનું ઉઠામણું થયું. અક્રૂરના ગોકુલમાં પધારવાથી,

વ્રજભક્તો અને ભગવાનનો આંખોથી અને શ્રીઅંગથી તેમને સ્પર્શ થતાં તેમને ભક્તિ થઈ, નહિં તો આસુરોના સંગીને ભક્તિ ન થાય. આમ, ભગવાને તેમની કર્મજડતાને નાબૂદ કરી. ભગવાનના મિલનની ઉત્કંઠા થતાં જ કર્મજડતાના બંધનો ઢીલા પડવા લાગે છે અને ભક્તિ પાંગરે છે (૨) થી ૧૧-૧૨-૧૫ થી ૨૨-૨૬.

**(૩૨) ભક્તનેત્રસુધાકર :**

શ્રીગુસાંઈજી ભક્તોના નેત્રો માટે ચંદ્રરૂપ છે. આપ ભક્તો-નેત્રોને સ્વરૂપાનંદરૂપ અમૃતનું દાન કરી તેમનો તાપ હરનાર છે. ભક્તોની કર્મજડતા દૂર કરવા રૂપ સૂર્ય છે. આપમાં બંને વિરૂદ્ધ ધર્મો એક સાથે બિરાજે છે, ચંદ્ર જેવો શિત અને સૂર્ય જેવો ઉષ્ણધર્મ.

**અધ્યાય-૩૬ : ભગવાનનું મથુરા પધારવું.**

ભગવાન ભક્તોના નેત્ર સુધાકર હોવાથી મથુરાસ્થિત ભક્તોના ખબર અંતર પૂછે છે (૪). ભગવાન ભક્તનેત્ર સુધાકર હોવાથી નંદજી વગેરેને દુઃખ થાય તે વાત - 'નારદજીએ કંસને જણાવી દીધું કે વસુદેવના પુત્રો ગોકુલમાં છે.' અક્રૂરે તેમને કહી તે નંદજીને નથી કહેતા (૧૦). ભગવાન મથુરા જાય છે, જાણી ગોપીજનો બહુ જ ઉદ્વિગ્ન થયા. ભગવાન તેમનો તિવ્ર નિરોધ સિદ્ધ કરાવવા ચાહે છે. આ વ્રજભક્તો તો ભગવાનના નેત્રોને સુધા આપનારા છે. ગોપીઓ કહે છે કે જેને ભગવાનના દર્શન થાય તેને ઉત્સવ થશે (૨૩) (૨૫). ભગવાનના ગુણગાન પણ ભક્તનેત્રને સુધાદાન કરનાર છે (૩૭). કૃષ્ણે ભગવાન રૂપે અક્રૂરજીને જલમાં પોતાના દર્શન કરાવી તેમના નેત્રોના સુધાકર બન્યા (૪૪) થી (૫૬).

**(૩૩) મહાલક્ષ્મીગર્ભરત્નમ્ :**

આપશ્રી મહાલક્ષ્મી માતાજીના ગર્ભમાંથી ઉત્પન્ન થયેલા રત્ન સમાન છે. રત્ન તો ભાગ્યશાળી માટે જ ખાણમાંથી પ્રકટ થાય છે. આપ ભક્તોના ભાગ્યના ઉદય માટે ભૂતલ પર પ્રકટ થયા છો. આપનું પ્રાકટય લૌકિક બાળક જેવું નથી પરંતુ, પંઢરપુર સ્થિત વિઠ્ઠલનાથજીની આજ્ઞાથી પોતે શ્રીવલ્લભને ત્યાં પ્રકટ થયા છે. પૂર્વ દિશામાં જેમ ચંદ્રનું પ્રાકટય (જન્મ નહિ) થાય તેમ આપ પ્રકટયા છો.

**અધ્યાય-૩૭ : અક્રૂરજીએ કરેલી ભગવાનની સ્તુતિ.**

જલમાં અક્રૂરજીને સાક્ષાત્ ભગવાન રૂપે રામ-કૃષ્ણના દર્શન થયા અને તેવું જ્ઞાન પણ થયું ત્યારે ભક્તિ ઉત્પન્ન થતાં તેમણે સ્તુતિ કરીને ભગવાનના મૂળ સ્વરૂપનું વર્ણન કર્યું. ભગવાન ભક્તોના રક્ષણ માટે દુષ્ટોને સંહારવા પુત્ર રૂપે અવતાર લે છે તે તો માત્ર ભગવાનની લીલા છે. હકીકતમાં ભગવાન તો સર્વ કંઈ અને સર્વ કોઈના મૂળ કારણ છે (૧) (૨) (૧૭) થી (૨૨). પરંતુ, અજ્ઞાનવશ જીવ આપને લૌકિક સંબંધવાળા જાણે છે. તેનું કારણ જીવમાં રહેલો રાજસભાવ છે (૩). ભગવાન તો સર્વને તેના અધિકારાનુસાર દર્શન-સાનુભવ કરાવે છે. ભક્તો માટે આપ અમૂલ્ય રત્ન છો (૪) થી (૯) (૧૨) (૧૬) (૨૩) (૨૮).

**(૩૪) કૃષ્ણવર્ત્મસમુદ્ભવ :**

આપના દ્વારા કૃષ્ણસંબંધિ માર્ગનું સુંદર રીતે પ્રાકટય થયું. શ્રીમહાપ્રભુજી દ્વારા પ્રગટ થયેલા પુષ્ટિભક્તિ માર્ગનો આપે વિસ્તાર કર્યો.

**અધ્યાય-૩૮ : મથુરાનગરીમાં શ્રીકૃષ્ણનો પ્રવેશ**

ભગવાને અક્રૂરજીને પોતાના માહાત્મ્યનું જ્ઞાન કરાવ્યું તથા અક્રૂરજીની સ્તુતિ દ્વારા તેમનામાં ભક્તિનો વિસ્તાર કર્યો. ગોકુલમાં ભક્તિનો વિસ્તાર કર્યા પછી આપ મથુરામાં પ્રવેશ કરીને અહીંના દૈવીજીવોમાં પણ ભક્તિનો વિસ્તાર કરશે અને ભક્તોના મનને નિરૂદ્ધ કરશે. આમ, કૃષ્ણવર્ત્મનો અહીં પણ સારી રીતે સમુદ્ભવ થશે અને જે ભક્તિ વિરોધીઓ હશે તેમનો નાશ પણ કરશે-જેમ કે ધોબીને માર્યો, અને દરજી તથા સુદામા માળી ઉપર કૃપા કરી. આ બધાની ભક્તિ, ભક્તિવિરોધીઓના કારણે દબાયેલી હતી તે પ્રભુના પધારતાં પ્રગટ થઈ ગઈ.

ગામલોકો પ્રભુમાં નિરૂદ્ધ થઈ ગયા (૭). અક્રૂરજી કહે છે હું તમારો ભક્ત છું (૧૧) (૧૪). મથુરાની સ્ત્રીઓ આપના દર્શન માટે અધીરી બની ગઈ (૨૬) (૨૭) (૨૯). બ્રાહ્મણોએ ભગવાનની પૂજા કરી (૩૦). નગરજનો પણ પ્રસન્ન થયા (૩૧). દરજી તથા માળીએ પ્રભુને વસ્ત્ર સીવી આપ્યા તથા ફૂલમાળા પહેરાવી (૪૨) (૪૮).

**(૩૫) ભક્તચિંતામણિ :**

શ્રીગુસાંઈજી ભક્તો માટે ચિંતામણિ રૂપ છે. એટલે કે ભક્તોના મનોરથ પૂર્ણ કરનાર છે.

**અધ્યાય-૩૯ : કુબ્જાને ઈપ્સિત આપવા વચન, ધનુષ્ય ભાગ્યું - રક્ષકોને માર્યા**

ભગવાન પ્રસન્ન થાય તો લૌકિક-અલૌકિક બન્ને ફળ આપે છે. કુબ્જાએ ભગવાનનું ચંદનથી સ્વાગત કર્યું (૩). કેમકે તે આત્મા સહિત ભગવાનને પરાધીન થઈ ગઈ (૪). ભગવાને તેને રૂપ-ગુણ તથા ઉદારતાથી સંપન્ન કરી અને તેની મનો-ઈચ્છા પૂરી કરશે તેમ વચન આપ્યું (૧૨). સ્ત્રીઓ તો તેમને જોતાં સ્થિર થઈ ગઈ (૧૪). શિવધનુષ્યના પણ સદ્ભાગ્ય કે ભગવદ્સ્પર્શ થતાં કંસથી મુક્ત થયું.

**(૩૬) ભક્તિકલ્પદ્રુમનવાંકુર :**

આપ ભક્તિરૂપી કલ્પવૃક્ષના નવા અંકુરરૂપ છે. ભક્તિબીજ અંકુરરૂપ થયું તેથી ભક્તોની પ્રાર્થના પૂર્ણ થઈ. હવે તે બીજ વૃક્ષરૂપ થશે જ તેવી ખાત્રી થઈ.

**અધ્યાય-૪૦ : કુવલયાપીડને માર્યો, મલ્લોની સભામાં શ્રીકૃષ્ણ પધાર્યા.**

આ રાજસ પ્રમેય પ્રકરણ હોવાથી રાજસ ભક્તોમાં પ્રભુ આસક્તિ કરાવશે. ભગવાનનો માર્ગ ભક્તિમાર્ગ છે, તેને આડે આવનાર સર્વનો નાશ થાય છે. તેથી જ સમજાય છે કે ભક્તિનો અંકૂર ફૂટયો છે. તેથી અહીં ભગવાનની લીલમાં આડે આવનાર કુવલયાપીડ હાથી અને તેના મહાવતને માર્યા (૧૪). તેપછી ભગવાન જ્યારે રંગમંડપમાં પધાર્યા ત્યારે જુદા જુદા ભાવવાળા ભક્તો કે અભક્તોને પોતાના ચિંતવેલ ભાવ અનુસાર ભગવાનના દર્શન થયા. ભગવાનરૂપ કલ્પવૃક્ષના અંકુર, ભક્ત હૃદયમાં પ્રકટ થયા. મલ્લોને રૌદ્રરસ, સાધારણ માણસને નરરત્ન રૂપે (અદ્ભૂતરસ), સ્ત્રીઓને સાક્ષાત્ કામદેવ (શૃંગારરસ), (સ્વજન) ગોપોને (હાસ્યરસ), દુષ્ટ રાજાઓને દંડ દેનાર શાસકરૂપે (વીરરસ), પોતાના પિતાને બાળકરૂપે (વાત્સલ્યરસ), કંસને મૃત્યુરૂપે (ભયાનકરસ), અજ્ઞાનીઓને વિરાટ રૂપે (બિભત્સરસ), યોગીઓને પરમતત્વ રૂપે (શાન્તરસ), ભક્તશિરોમણિ વૃષ્ણિવંશીઓને પોતાના ઈષ્ટદેવ (પ્રેમ ભક્તિરસ) રૂપે જણાયા. તેઓના હૃદયમાં ભક્તિઅંકુર હવે વૃક્ષનું રૂપ લેશે તેવો વિશ્વાસ જાગ્યો. રંગમંડપમાં બધા જ ભગવાનથી આકર્ષિત થયા (૧૯ થી ૩૦). અને ભગવાનના રૂપ-ગુણ-લીલાનું સ્મરણ કરવા લાગ્યા. બધામાં ભક્તિનો અંકૂર ફુટયો.

**(૩૭) શ્રીગોકુલકૃતાવાસ :**

શ્રીગુસાંઈજીએ ગોકુલમાં વાસ કર્યો. ગોપીજનો કહે છે કે ભગવાને લક્ષ્મીજી સહિત ગોકુલમાં વાસ કર્યો છે તેથી ભગવાન્ ગોકુલમાં પ્રત્યક્ષ છે. તેમ ગુંસાઈજીએ પણ ગોકુલમાં વાસ કરવાથી ત્યાં ભગવાન્ પ્રત્યક્ષ છે. ગોકુલ એટલે ભક્તોના દેહમાં, તેમના આત્મા-પરમાત્મા થઈને પ્રભુ હંમેશાં બિરાજે છે.

**અધ્યાય-૪૧ : કંસવધ**

કંસના ભયના કારણે ભક્તોનું ચિત્ત ભગવાન એટલે કે ગોકુલેશમાં સ્થિત ન્હોતું થતું તે પ્રતિબંધ કંસવધ કરીને દૂર કર્યો. આ અધ્યાયમાં મથુરાની સ્ત્રીઓ ગોકુલની ગોપીઓ અને ગોકુલ-વૃંદાવનની અતિશય પ્રસંશા કરે છે. આવા ગોકુલમાં વાસ મળે તો ધન્ય થઈ જવાય. આ શ્લોકોમાં ગોકુલ વાસીઓનો પ્રભુમાં નિરોધ દર્શાવ્યો છે (૧૩ થી ૧૬). જે કોઈનો ન થાય તે કંસ અને જે સૌનો થાય તે ગોકુલપતિ (૩૪). જેથી તો દુષ્ટભાવે પણ કૃષ્ણનું સ્મરણ કરનાર કંસને ગોકુલવાસ-રૂપ મુક્તિ આપી.

**(૩૮) કાલિંદીપુલિનપ્રિય :**

શ્રીગુસાંઈજીને કાલિન્દીનો તટ પ્રિય છે કેમ કે આ તટ ઉપર જ લીલાસુખની પ્રાપ્તિ થાય છે. આ તટ ઉપર જ લઘુરાસ પછી સૌભાગ્યમદ આવવાથી પ્રભુ ગોપીજનોથી અંતર્ધાન થયા હતા અને તે પછી ગોપીઓએ અહીં જ પ્રભુની લીલાનું અનુકરણ કર્યું હતું. અહીં જ કૃષ્ણદર્શનની લાલસાથી ગોપીગીત ગાયું હતું અને અહીં જ પ્રભુનો સાક્ષાત્કાર થયો હતો તથા મહારાસ થયો હતો.

**અધ્યાય-૪૩ : ઉદ્ધવજીએ ગોકુલ જઈ નંદ-યશોદા-ગોપીજનોનું સાન્ત્વન કર્યું.**

ભગવાને કાલિન્દીના તટ પર અનેક લીલા કરી છે. તેથી તે પોતાના પ્રિય ગોકુલવાસીઓનું હિત કરવા ઉધ્યવજીને ગોકુલ મોકલે છે કે જેથી નંદ-યશોદા-ગોપીજનોને ભગવદ્ વિરહથી થયેલી વ્યાકુળતા ઓછી થાય (૫) (૬). કાલિન્દીના કિનારાનું વર્ણન પણ શુકદેવજી કરે છે (૧૩). નંદરાયજી કાલિન્દીપુલિન પર કરેલી ભગવાનની લીલાને ઉદ્વવજી સમક્ષ યાદ કરે છે (૨૨). ભગવાનની લીલાને યાદ કરતાં નંદજી ભગવાનમાં નિરૂદ્ધ થઈ ગયા (૨૭) (૨૮). ઉદ્વવે નંદજી સમક્ષ પોતાનું જ્ઞાન ખાલી કર્યું. હવે ગોપીજનો દ્વારા તે ખાલી ચિત્તમાં ભક્તિ ભરાવવા માટેની ભગવાનની આ લીલા છે.

**(૩૯) ગોવર્ધનાગમરત :**

શ્રીગુસાંઈજી ગોવર્ધન આવવામાં ઉત્સુક છે. કેમકે આપશ્રી ગિરિરાજજીનું રસાત્મકસ્વરૂપ અને તેમાં રહેલ સકલ લીલાસામગ્રીને જાણે છે. તેથી તેના નિત્યદર્શન માટે વેગથી ઘોડાપર ચડીને આવે છે.

**અધ્યાય-૪૪ : ભ્રમરગીત**

ગોવર્ધન સહિત પુરું વ્રજ રસાત્મક છે. તેનો અનુભવ કરાવવા ભગવાને પોતાના પ્રિય સખાને અહીં મોકલ્યા છે. જેમાં ગોપીજનોને જ્ઞાનોપદેશ કરી ભગવાનમાં થતી દોષબુદ્ધિ દૂર થાય અને નિરોધ વધારે સમૃદ્ધ થાય. ભગવાન તો ભક્તોની ઈન્દ્રિયોમાં ભાવનું વર્ધન કરવાવાળા ગોવર્ધન છે. તેથી વ્રજભક્તો સ્મરણ દ્વારા ભગવાન પ્રતિ ગમન કરે છે. અને માટે જ ઉદ્ધવનું પણ ગોવર્ધન-ભગવાન પ્રતિ પ્રયાણ કરાવ્યું. પ્રીતની વ્યાખ્યા અને વિવેચના અહી ગોપીઓ ઉદ્ધવ સમક્ષ કરે છે. તેમાં ભગવાનની તેમના પ્રતિની ઉપેક્ષાથી કડવાશ ભળી ગઈ છે, તે તેમની ઈન્દ્રિયોમાંથી દૂર કરવા ઉદ્ધવને મોકલ્યા છે. ગોવર્ધન-ગિરિરાજ રસાત્મક છે કેમ કે ત્યાં ભગવાને લીલા કરી છે. તેથી તો વ્રજની ગોપી આ પ્રભુ રસથી તરબોળ થયેલી, ભ્રમર ગીતમાં સ્પષ્ટ જણાય છે. ગોવર્ધન ખરેખર ઈન્દ્રિયોનું પાલન કરનાર છે (૧૮). અહીં

ઉદ્વવ માટે ગોપીજનો પણ ગોવર્ધન રૂપ છે કેમ કે તેમના વચનો સાંભળીને ઉદ્વવની જ્ઞાનેન્દ્રિયો ભક્તેન્દ્રિયો બની જશે (૨૫) (૨૭) (૬૨). ગોપીઓ ઉદ્વવ સમક્ષ ભગવાનની લીલાસ્થલી ગોવર્ધનને વ. ને યાદ કરે છે (૫૦) (૫૭). જે ઈન્દ્રિયોનું વર્ધન કરે છે તે જ બચાવી શકે છે (૫૩).

## (૪૦) પ્રિયવૃંદાવનાચલ :

શ્રીગુસાંઈજીને વૃંદાવન અને શ્રીગોવર્ધન પ્રિય છે અથવા આપ વૃંદાવનમાં સ્થિર થઈને રહે છે. નિત્ય બિરાજમાન છે કેમ કે આ સ્થાન લીલાસ્થલી છે.

**અધ્યાય-૪૫ :** ભગવાને કુબ્જા અને અક્રૂરજીને માન આપ્યું. રાજસ મથુરાવાસીઓ પણ પોતાના પ્રિય છે, પોતાની સેવા કરે છે તેથી તેમની ઈચ્છા પૂરી કરી તેમના કામને શાન્ત કરે છે. આમ, પોતાનું પ્રિયત્વ જતાવે છે. કુબ્જાનું કાયાથી અને અક્રૂરનું વાણી વડે (કામ) સાંત્વન કર્યું છે (૧). ભગવાન પોતાના પ્રિયની પૂજાને સ્વીકારે છે (૩) (૪) (૭). પ્રિય અક્રૂરને ત્યાં પણ પ્રભુ પધાર્યા અને તેમની પૂજા સ્વીકારી (૧૪) (૧૫) (૧૬). તથા સ્તુતિ સ્વીકારી (૧૮ થી ૨૭). ભગવાને સુંદર વચનો કહીને પ્રિય અક્રૂરની ઈચ્છા શાંત કરી (૨૯ થી ૩૧). કુબ્જા કામાર્ત ચંચલ સ્ત્રી-વૃંદા છે અને અક્રૂર શાંત-અચલ સ્વભાવ વાળા છે. બંને પ્રભુનું હિત કરવાવાળા હોવાથી પ્રભુને પ્રિય છે.

## (૪૧) ગોવર્ધનાદ્રિમખકૃન્ :

શ્રીગોવર્ધન સંબંધિ યજ્ઞ કરનારા પ્રભુએ વ્રજલીલામાં ગોવર્ધનયાગ કર્યો હતો તે જ પ્રમાણે પ્રતિવર્ષે શ્રીગુંસાઈજી પણ ગોસવ યજ્ઞ કરે છે. જેમાં અન્નકૂટ કરીને ગોવર્ધનધરને આરોગાવે છે.

**અધ્યાય-૪૬ : અક્રૂરજીને હસ્તિનાપુર મોકલી ભગવાને પાંડવોનું સાંત્વન કર્યું.**

ભગવાન ભક્તોની ઈન્દ્રિયોમાં પોતાની ભક્તિ પૂરીને તેમના ભાવનું પોષણ કરે છે. આ ભગવાનનો પણ ભક્તો પ્રતિનો યજ્ઞ જ છે. તેમ કરી ભગવાન ભક્તોને પ્રસન્ન કરે છે. આપના પ્રિય પાંડવો તથા કુંતાજી વ. ની આપને ચિંતા છે. તેથી તે સાત્વિક ભક્તોને સાંત્વના આપવા અક્રૂરને મોકલે છે. અક્રૂર પૃથાના ભાઈ છે. તો ભગવાન ભત્રીજા છે. તેથી તેમને મળીને કુંતાજી પ્રસન્ન થયા (૯). કુંતિ અને પાંડવો દુષ્ટ કૌરવોથી ઘેરાયેલા હોવાથી દુઃખી છે. અક્રૂરના આવવાથી કુંતાને ભગવાનની સ્મૃતિ થઈ આવી તેથી વ્યાકુળતા ઓછી થઈ. આમ, ભગવાને કુંતાજીની શિથિલ થઈ ગયેલી ઈન્દ્રિયોનું પોષણ કર્યું. તે પ્રકારનો યજ્ઞ કર્યો. ધૃતરાષ્ટ્રને પણ અક્રૂર શિક્ષાના વચનો કહે છે જો કે તે પોતે કહ્યા હોવાથી સાર્થ થતા નથી.

## (૪૨) મહેન્દ્રમદભિત્પ્રિય :

મહેન્દ્રના ગર્વને તોડનાર શ્રીકૃષ્ણ શ્રીગુસાંઈજીને પ્રિય છે. આપે ઈન્દ્રનું ઈન્દ્રપણું કાયમ રાખીને તેના ગર્વને તોડયો. ગુસાંઈજીને પોતાના કરતાં પ્રભુનાં કરેલાં કાર્યો પ્રિય લાગે છે.

**અધ્યાય-૨૨ :** ઈન્દ્ર પ્રભુનું સ્વરૂપ ન સમજી શક્યો તેથી તેણે પ્રભુ સમક્ષ ગર્વકરી આપને પ્રિય વ્રજભક્તોને દુઃખ પહોંચાડયું. ભગવાને તેના ગર્વનું ખંડન કરી પોતાનું સ્વરૂપ જણાવ્યુ, વ્રજભક્તોનું રક્ષણ કર્યુ અને પોતાની ઉદારતા બતાવી તેનું ઈન્દ્રપદ રાખ્યુ કેમકે ઈન્દ્ર આપને શરણે આવ્યો.

**અધ્યાય - ૪૭ : ભગવાને જરાસંઘને સત્તરવાર હરાવ્યો.**

કંસના વધ પછી તેનો સસરો જરાસંઘ ખૂબ ગુસ્સે થયો તેણે મથુરા પર ચડાઈ કરી ભગવાન નાટયકરવા

સાથે સાર્થકતા પણ કરે છે. તેથી ભગવાને ભૂતલના ભારરૂપ સૈન્યમાંના રાજાઓ અને સૈન્યને માર્યા પણ જરાસંધને ન માર્યો કેમકે તે ફરી તેવા જ અસૂરોને મારવા માટે લઈ આવે તથા પોતાની જાતને મહેન્દ્ર જેવો માનતો હતો તેનો ગર્વ પૂર્ણ થાય (૭-૮). આવા ભગવાન મથુરાની સ્ત્રીઓને પ્રિય હતા, તેથી તો તેઓ ભગવાનને સેનામાં ઘેરાયેલા જોઈને મૂર્છા પામી ગઈ (૨૨). ભગવાન શત્રુનાશ ભક્તોનો પક્ષ લઈને કરે છે. તેથી ભક્તિમાર્ગનો ઉત્કર્ષ બતાવે છે (૩૦). ભક્તોના સુખાર્થે જ ભગવાને જલની ઉપર દ્વારકા નગરી બનાવરાવી (૫૦) (૫૮).

**(૪૩) કૃષ્ણલીલૈકસર્વસ્વઃ**

શ્રીકૃષ્ણની લીલા જ શ્રીગુસાંઈજીનું સર્વસ્વ છે. આપ હંમેશાં પ્રભુની લીલાનું જ શ્રવણ કીર્તન કરે છે. આપ લીલારત હોવાથી તો લીલાનું સ્વરૂપ-ભાવના વ. જાણવા દામોદરદાસજી પાસે ગયા તથા ગ્રંથ રહસ્ય કન્હૈયાશાલ પાસેથી મેળવ્યું. આપ કૃષ્ણલીલા તત્પર હોવાથી આપે શૃંગારરસમંડન જેવા ગ્રંથો રચ્યા.

**અધ્યાય-૪૮ : ભગવાને મુચુકુન્દ પર કરેલ અનુગ્રહ**

પૂર્વાધ્યાયમાં ભગવાનની તામસ-રાજસ-સાત્વિક લીલાઓ કહી અહીં નિર્ગુણલીલા કહેવાય છે. કેમ કે ભગવાને સ્વયં કાલયવનને ન મારતાં પરોક્ષ માર્યો છે. વળી ભગવાને મોહ લીલા કરવા કીર્તિમયી માળા ધારણ કરી અને આયુધોનો ત્યાગ કર્યો. આ બધી ભગવાનની અકથ્ય લીલા છે. નારદજી સર્વદા પ્રભુના લીલાકીર્તન ગાય છે. તેથી કાલયવનને પણ આપના સ્વરૂપનું વર્ણન-દર્શન કરાવ્યું પણ કાલયવન ભગવાનને અનુસર્યા નહિં પણ નિંદા કરી તેથી તેની કાલમાં ગતિ થઈ. આવી ભગવાનની ઈચ્છા પણ આપની લીલા છે. ભક્તો ભગવાનની બધી જ લીલાઓને પોતાનું સર્વસ્વ માને છે. કાલયવને ભક્તનો તથા ભગવાનનો બંનેનો દ્રોહ કર્યો તેથી તેને ભગવત્ પ્રાપ્તિ ન થઈ. કાલયવનને પણ ભગવાનના દર્શન થયા અને ભક્ત મુચુકુન્દને પણ દર્શન થયા, બંનેમાં લીલાભેદ છે. મુચુકુન્દને ભગવાન સર્વસ્વ હતા જ્યારે કાલયવનને પોતાનો અહમ્ સર્વસ્વ હતો. ભગવાન સર્વ કંઈ છે (૩૭). ભગવાન જે કોઈ અસૂરોનો વધ કરે છે તે લીલાર્થે જ કરે છે (૪૦-૪૧). ભગવાન્ પૂતનાને સદ્યમુક્તિ આપે છે, તે દુષ્ટ પ્રયોજનવાળી હોવા છતાં અને ભક્ત મુચુકુન્દને જન્મના અંતરાય પછી મુક્તિ આપે છે. આ બધું ભગવાનની ઈચ્છા અને અકળલીલા છે (૬૩).

**(૪૪) શ્રીભાગવતભાવવિત્ - શ્રી ભાગવતના ભાવને જાણનાર.**

ભક્તિશાસ્ત્ર એવા ભાગવાતના ભાવરહસ્યને, તેના તાત્પર્યને શ્રીગુસાંઈજી જાણે છે. તેથી આપની તેમાં આસક્તિ છે. આપ સર્વજ્ઞ હોવાથી ભાગવતસારને જાણે છે. ભાગવત ભગવદ્ચરિત્ર, ભગવદ્લીલાનુંશાસ્ત્ર છે. અનધિકારીને તેમાં આસક્તિ થતી નથી.

**અધ્યાય – ૪૯ : રૂકિમણીએ ભગવાનને લખેલ પત્ર**

જેમના ઉપર ભગવાનનો અનુગ્રહ થાય તેમને ભગવાનમાં પ્રીતિ થાય. અનધિકારીને ભગવાનની લીલા ન સમજાય (૮). ભગવાનના ચરિત્રો કહેનાર શાસ્ત્રો અને ભગવાનમાં આસક્તિ અનધિકારીને થતી નથી (૯). ભગવાનની લીલા કથા મધુર છે અને સંસારરૂપ મલને ધોઈ નાખનારી છે પણ તેનો અધિકારી શ્રુતજ્ઞ, રસજ્ઞ અને મર્મજ્ઞ જોઈએ (૨૦). રૂકિમણી, પિતા ભીષ્મક વ. ભગવદ્ ભાવવિદ્ હતા, જ્યારે રૂકિમ અભાગી હતો (૨૫) (૨૬). રૂકિમણીજીએ જે પત્ર-સંદેશો ભગવાનને મોકલ્યો છે તે સ્પષ્ટ કરે છે કે, તેને ભગવાનના સ્વરૂપ-ગુણ-લીલાનું અને તેના રહસ્યનું જ્ઞાન છે (૩૭) થી (૩૯) (૪૩).

## (૪૫) પિતૃપ્રવર્તિતપથપ્રચારસુવિચારક :

પિતૃચરણે પ્રવર્તિત માર્ગનો વિસ્તાર કરવા શ્રીગુસાંઈજી બહુ વિચાર કરે છે. શ્રીમહાપ્રભુજીએ પોતાના ગ્રંથોમાં પ્રકટ કરેલા માર્ગીય સિદ્ધાંતોનું તાત્પર્ય આપ ઝિણવટથી વિચારે છે. કેમકે આપને આ માર્ગ પ્રતિ પ્રીતિ છે. પુષ્ટિભક્ત આ માર્ગના મર્મને જે સહજે સમજે છે, તે પંડિતો માથાપચ્ચી પછી પણ નથી સમજી શકતા. આપને ભક્ત હૃદયોમાં માર્ગનો વિસ્તાર થાય તેવી અભિલાષા છે.

### અધ્યાય – ૫૦ : રાજાઓને જીતી શ્રીકૃષ્ણ રૂકિમણીજીનું અપહરણ કરી લાવ્યા.

પુષ્ટિસ્થ પ્રભુ પુષ્ટિસ્થ જીવને બલાત્કારે પણ માર્ગ સન્મુખ તથા સ્વસન્મુખ કરે છે. ભક્તિ વિરોધી બળોને સ્વયં ભક્તના માર્ગમાંથી દૂર કરે છે. એવા દીનતાસભર છતાં શૂરવીર પ્રભુ ભક્તોના માથે સુદર્શનચક્રની જેમ બિરાજે છે અને વનમાળાની જેમ કંઠે લપટાયેલા પણ રહે છે તેથી તો બ્રાહ્મણદ્વારા પ્રમાણિત ભક્ત પ્રિયા રૂકિમણીજીનો પત્ર આવતાં જ પ્રિય ભકતની અભિલાષા પૂર્ણ કરવા ભગવાન્ સ્વયં કુણ્ડનીપુર પધાર્યા અને દુષ્ટ રૂકમી, શિશુપાલ, જરાસંઘ વ. ભગવાન વિરોધીઓને હરાવી, તેનું અપમાન કરીને પ્રિય ભક્ત રૂકિમણીને દ્વારકા લઈ આવ્યા અને તેમની સાથે ત્રણે પ્રકારે વિવાહ કર્યા. અરે ચાર પ્રકારે વિવાહ કર્યો. તામસ-રાક્ષસ વિવાહ રાજસ-ક્ષત્રીયતા અનુસાર અને સાત્વિક-વિધિ અનુસાર તથા નિર્ગુણ-શરણાગતિ અને સમર્પણ પૂર્વિકા પ્રિયત્વ પ્રાપ્ત કર્યું તે વેળાએ (અધ્યાય-૫૭-રૂકિમણીજીનો પરિહાસ) શ્લોક-૨-૩-૪-૧૮-૧૯. ભક્તનો કલેશ ભગવાનને રોકી શકતો નથી (૨૩). રૂકિમણી નિર્દોષ ભક્ત છે. દીન છે (૨૪-૨૬).

રૂકિમણી પોતાનું સ્વરૂપ ભગવાન પર ન્યોછાવર કરી દેતા હતા (૫૩-૫૭). આવો જ પુષ્ટિ ભક્તિ-માર્ગ છે કે જે શ્રીમહાપ્રભુએ પ્રગટ કર્યો છે અને શ્રીગુંસાઈજીએ વિચારપૂર્વક-સમજીને તેનો વિસ્તાર કર્યો છે.

## (૪૬) વ્રજેશ્વરપ્રીતિકર્તા

વ્રજના ઈશ્વર શ્રીકૃષ્ણમાં શ્રીગુસાંઈજી પ્રીતિ કરાવે છે, તે પણ સર્વાત્મ ભાવથી. આ માર્ગમાં નિષ્કામ ભક્તિથી અધિક બીજું કોઈ ફળ નથી. આ માર્ગ સર્વ જીવો માટે છે. તેથી શુદ્ર પણ પ્રીતિપૂર્વક પ્રભુને આરોગાવે તો આપ આરોગે છે. (વલ્લભાષ્ટક-૪) ભક્ત સર્વસ્વ સમર્પણમાં જ પોતાની કૃતાર્થતા સમજે છે. તેમાં તેને વેદમાર્ગની મર્યાદા નડતી નથી.

### અધ્યાય–૫૧ : ભગવાને રૂકિમણીજી સાથે લગ્ન કર્યું.

પ્રીતિ કરનારનું અજ્ઞાન દૂર કરી ભગવાન દોષમુક્ત કરે છે. તેવું જ રૂકિમણીજીનું કર્યું. ભગવાનની કૃતિને અનુમોદન ન આપવું તે અજ્ઞાન છે, તે પ્રીતિ વિરૂદ્ધ છે. ભક્ત ક્યારેક પ્રીતિવશ ભગવાનનું માહાત્મ્ય ભૂલી પણ જાય (૪). ભગવાનને પ્રીતિ ન કરનારનું જ્ઞાન મિથ્યા હોય છે. અહીં જરાસંઘ, શિશુપાલને એવું જ જ્ઞાન આપે છે. (૧૩) (૧૪) (૧૫) (૧૬). ભગવદ પ્રીતિ ન કરનાર કે ભગવત્ માહાત્મ્ય ન જાણનાર કષ્ટ જ પામે છે કેમકે તે ભગવાન અને ભક્તદ્રોહી છે, તેવું જ રૂકિમ માટે બન્યું. આ અધ્યાયમાં બળદેવજી, ભગવાન, જરાસંઘ વગેરે દ્વારા જ્ઞાનનાં વચનો કહેવાયા છે. પણ તેનું સ્વરૂપ ભિન્ન ભિન્ન છે. શરૂથી અંત સુધી રૂકિમણીજીનું પ્રભુ પ્રત્યેનો શરણાગત ભાવ અને પ્રીતિ તો અનન્ય જ રહી છે.

## (૪૭) તન્નિમંત્રણભોજક :

ભક્તોને ત્યાં ભોજનને માટે શ્રીગુસાંઈજી શ્રીકૃષ્ણને નિમંત્રે છે. તેથી તો આપે ભક્તોને માથે પધારાવેલ

સ્વરૂપ ભક્તનું સાક્ષાત આરોગે છે, અંગીકાર કરે છે. પરંતુ અભક્ત બ્રાહ્મણ હોવા છતાં સ્વીકારતા નથી. વલ્લભાષ્ટકમાં બતાવ્યા પ્રમાણે તેવા ભક્તનું પ્રભુ કોઈપણ રીતે કિમપિ કથમપિ કવાપિ પ્રકારે સ્વવદન કમલમાં ચારૂહાસે સ્વીકારે છે.

**ભાગવત્ અધ્યાય : ૮, ૨૦, ૨૧**

ભગવાન ક્યારેક ભક્તો ભોજન માટે નિમંત્રે ત્યારે પધારે છે. ગોપીઓ ભગવાનને પોતાને ત્યાં ચોરી કરવા પધારવા નિમંત્રે છે. તો ક્યારેક ભોજન કરવા નિમંત્રે છે. તો યજ્ઞપત્નીઓ પર કૃપા કરવા પોતાનાં સખાઓને ભૂખ લાગી છે તેવું નિમિત્ત કરીને યજ્ઞપત્નીઓ પાસે સામે ચડીને ભોજન મંગાવે છે. તો વનમાં સખાઓ સાથે ભોજન કરવા સખાઓ તેમને નિમંત્રે છે. મા યશોદા પુત્રપ્રેમ વશ લાલનને ભોજન માટે વિનવે છે. આમ, પ્રભુ અનેક પ્રકારે ભોજન કરે છે તો વળી આપ ભક્તોનો અન્યાશ્રય દૂર કરવા ગોવર્ધન પર્વતરૂપે પણ ભોજન આરોગવા, મોટાઓને યુક્તિથી મનાવી લે છે.

### (૪૮) બાલલીલાદિસુપ્રીત :

શ્રીગુસાંઈજીને પ્રભુની બાળલીલામાં વિશેષ પ્રીતિ છે. જોકે પ્રભુની બાળલીલા, પૌગંડલીલા અને કીશોરલીલા ઘણી જ પ્રીતિયુક્ત છે. બાળપણમાં શ્રીગુસાંઈજીએ નિયમ લીધો હતો કે દશમ સ્કંધનું પારાયણ કરીને જ ભોજન લેવું, તેથી શ્રી આચાર્યજીએ આપ માટે ત્રિવિધ નામાવલી નામે ગ્રંથ રચ્યો હતો. બાલલીલા નામાવલી આપને પ્રિય છે. આપે સંપ્રદાયના સેવા પ્રકારમાં બાલલીલા પર પ્રાધાન્ય આપીને રાગ-ભોગ-શૃંગારાદિ પ્રકારનો વિકાસ કર્યો.

**અધ્યાય-૮ : એમ બાળચેષ્ટા વડે વ્રજવાસીઓને સુંદર બોબડી તોતડી વાણી વડે પ્રીતિ કરાવતા રામકૃષ્ણ થોડા સમયમાં વાછડાં ચરાવવા લાગ્યા.**

**અધ્યાય-૮૨**માં ભગવાને માતાજીની ઈચ્છા પૂર્ણ કરવા તેમના કંસે મારેલા પુત્રોને લાવી આપ્યા ત્યારે મામાં પ્રેમ ઉભરાઈ આવ્યો અને તે બાળકોને સ્તનપાન કરાવવા લાગી. ભગવાન્ આ માતાનો બાળલીલારૂપ સ્નેહને નિરખી રહ્યા છે અને સાથે સાથે પોતાનું સ્પર્શીલ દૂધ પાઈને તે બાળકોનો ઉદ્ધાર પણ કરે છે (૫૫). ભગવાન ગોકુળમાં હતા ત્યારે બાળ લીલાથી વંચિત દેવકીજીને આર્તિ થતી ત્યારે ભગવાન પ્રગટ થઈ સ્તનપાન કરી માતાનો બાળ લીલાનો આનંદ આપતા. કે ભગવાનને ગોકુળ પધરાવી જતાં પહેલાં દેવકી માતાએ સ્તનપાન કરાવેલું. (નિબંધ)

### (૪૯) ગોપીસંબંધિસત્કથા :

ગોપીજનોની લીલાને સારી રીતે કહેનારા શ્રીગુસાંઈજી હંમેશા ભગવદ્ કથા વાર્તા કરતા જેમાં અલીખાન-પીરજાદી વ. બીજા અનેક ભક્તો ગોપી સંબંધિ કથા સાંભળવા આવતા એટલું જ નહિં તેને હૃદયારૂઢ કરતા.

**અધ્યાય-૮૦**માં પટ્ટરાણીઓ કહે છે - આવા અલૌકિક પ્રભાવવાળા ભગવાનનાં જે ચરણકમલોનો સ્પર્શ આપ ગાય ચરાવતા હોય તે વખતે ગોપ, ગોપીજનો, પુલિન્દીનીજીઓ, તણખલાં અને લતાઓ કરવા માંગતી હતી તેમની જ કામના અમને પણ છે (૪૩).

ભગવાનની સ્તુતિથી સદ્બુધ્ધિ અનુગ્રહ સ્થિર કરવા સમર્થ થાય છે. તેથી સિદ્ધ થાય છે કે સર્વ મહિષિઓ (પટરાણીઓ, રાધિકારાણી, ગોપીજનો) સાથેની શ્રીકૃષ્ણની લીલાઓનું શ્રવણ કરવું. મહિષિઓનું જીવન સર્વસ્વ શ્રીકૃષ્ણ જ છે કારણ કે તેઓ પણ સાત્વિક જ્ઞાન સહિત શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા થાકતા નથી.

## (૫૦) અતીગમ્ભીરતાત્પર્ય :

શ્રીગુસાંઈજીનો અભિપ્રાય ખૂબજ ગંભિર હોય છે. તેથી ભક્તો વીના બીજું કોઈ સમજી શકતું નથી. આપની વાણી મહાપ્રભુજીની જેમ સૂત્રાત્મક છે. તેથી તે દુર્બોધ વાણીને સુબોધ ન કરાય તો સમજી ન શકાય. પ્રભુ કૃપા કરે તો જ સમજાય.

જો લોં હરિ આપુન પેં ન જનાવે, તો લોં યહ માર્ગકો સિદ્ધાંત પઢે સૂને નહિં આવે

### અધ્યાય-૫૭ : રૂકિમણીજી સાથે ભગવાને કરેલો પરિહાસ

આ અધ્યાયમાં ભગવાનનો વાચિક તિરોભાવ કહેવાય છે. ભગવાન ભક્તની પરીક્ષા પણ કરે છે તે જ તો આપની ગંભિરતા છે અને ભક્તની ગંભિરતા એ છે કે તે એ પરીક્ષામાંથી પાર ઉતરે છે. તે ભગવાનનો દોષ નથી જોતો. ભગવાને ભક્ત રૂકિમણીની પરીક્ષા માટે શ્લોક ૧૦ થી ૨૦ સુધીમાં છલનાયુક્ત કઠોર વચનો કહ્યા. જે વચનો ભગવાન ભક્તને પોતાનાથી વિમુખ કરવા યુક્તિપૂર્વકના શબ્દો કહે છે. જેમ ગોપીજનો ભગવાનને મળવા વંશીનાદ પછી વનમાં દોડી આવી અને ભગવાને તેમને પાછા જવા કહ્યું, કંઈક એવી જ શબ્દરમત અહીં ભગવાન કરે છે. અહીં તો રૂકિમણીજી અચાનક આવા વચનોથી ક્ષુબ્ધ થઈ ભયભિત થઈ ગયા પણ જ્યારે ભગવાન તરફથી સાંત્વન મળ્યું ત્યારે ભગવદ્વચનોનું તાત્પર્ય સમજી ગયા અને પ્રભુના વચનોનો તાત્પર્યાર્થ કર્યો. શ્લોક ૩૪ થી ૪૮. શ્રી મહાપ્રભુજીએ પણ શ્રીમદ્ ભાગવતમાં રૂકિમ કે શિશુપાલ ભગવાનને જે દુર્વચનો કહ્યા છે તેનો તાત્પર્યાર્થ સુલટાવીને કર્યો જ છે.

## (૫૧) કથનીયગુણાકર :

આપના ગુણો ગાવાલાયક છે. આપ એવા ગુણોના ભંડારરૂપ છે. ગુણસાગરને ગુણોની મર્યાદા ન હોય. આપ ઐશ્વર્યાદિ છ ગુણ-ધર્મોવાળા છે. આ પ્રમેયાત્મક ધર્મો ભગવાનમાં છે એવા જ છે.

### અધ્યાય-૫૫ : પાંચ કન્યાઓને શ્રીકૃષ્ણ પરણ્યા.

ભગવાન એવા દિવ્ય ગુણવાળા છે. તેથી તો આપ વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને ભક્તિ એ પાંચ વિદ્યા રૂપ કન્યાઓને પરણ્યા. ભગવાને માયારૂપ રૂકિમણી સાથે લગ્ન કરી કામ ક્રોધ લોભનું નિરાકરણ કર્યું. ભગવાનમાં ક્રોધ હોત તો જાંબવતી સાથે વિવાહ ન કરત, લોભ હોત તો સ્યમંતકમણિ પાછો ન આપત. આમ, ભગવાન નિર્દોષ ગુણપૂર્વ સિદ્ધ થયા. કુંતાજીએ શ્લોક-૯-૧૦ થી ભગવાનની સ્તુતિ કરી છે. શ્લોક-૧૧-૧૨ થી યુધિષ્ઠિરે પ્રસંશા કરી છે. કાલિન્દીજી મિત્રવિન્દાજી, સત્યા, ભદ્રા, લક્ષ્મણા તથા ૧૬ હજાર બંદી સુંદરીઓ વ.પણ પ્રભુના ગુણગાન કરે છે માટે જ પ્રભુ તેમને વરે છે. પ્રભુએ સાત વ્યસનો જેવાં કે ભૂખ પ્યાસ, રોગ, ચોરી, કામ્યહિંસા, જુગાર, મદ્યપાન, પરસ્ત્રીસંગ વ. ને પણ નાથ્યા છે. તેથી આપ ગુણવાન છે તેમ સિદ્ધ થાય છે. શ્લોક-૩૭-૩૮-૪૧.

## (૫૨) પિતૃવંશોદધિવિધુ :

પિતાના વંશરૂપી સમુદ્રમાંથી શ્રીગુસાંઈજી ચંદ્રની જેમ પ્રકટ થયા છે. જેમ ચંદ્રોદયથી સમુદ્રમાં ભરતી આવે તેમ મહાપ્રભુજીનો વંશ વૃદ્ધિ પામ્યો છે. જે બધા રત્ન સમાન છે. તેઓએ પુષ્ટિભક્તિ માર્ગનો વિસ્તાર કર્યો છે ભક્ત હૃદયોમાં.

### અધ્યાય-૫૨ : પ્રદ્યુમ્નની ઉત્પત્તિ :

કામ ભગવાનનો જ અંશ છે અને શિવ દ્વારા દેહ બળી જવાથી વાસુદેવ ભગવાનને જ શરણે આવ્યો. અહીં કામસ્વરૂપ પ્રદ્યુમ્નની ઉત્પત્તિ નથી પણ પ્રભુ ઈચ્છાથી પ્રાકટય છે. પ્રદ્યુમ્ન જીવ નથી પણ ભગવાનનો અંશ છે. પ્રદ્યુમ્ન કૃષ્ણાથી ન્યુન નહોતો (૨) તેથી તો શ્લોક-૧૧ માં 'ભગવાન્ પ્રદ્યુમ્ન' શબ્દ વાપર્યો છે. પ્રભુ આ વ્યૂહ દ્વારા વંશ વૃદ્ધિ કરે છે.

**(૫૩) સ્વાનુરૂપસુતપ્રસૂ :**

પોતાના સમાન પોતાના પુત્રને પ્રગટ કર્યો છે. આપના જેવા જ ગુણો પુત્રમાં છે. તેથી તો આપના પુત્રોએ પણ શ્રીઆચાર્યજીની પરંપરા સાચવીને માર્ગનો પ્રચાર-પ્રસાર કર્યો.

**અધ્યાય-૫૨ : પ્રદ્યુમ્નની ઉત્પત્તિ**

શ્લોક-૨ માં જણાવ્યાનુસાર પ્રદ્યુમ્ન ભગવાનની ક્રિયાશક્તિ સમાન હોવાથી આપથી ન્યૂન નથી. શંબર સાથેના યુદ્ધમાં તેમની ક્રિયાશક્તિનો પરચો જણાઈ આવે છે. પ્રદ્યુમ્ન જ્યારે દ્વારકા પાછા આવે છે ત્યારે પ્રભુની પટરાણીઓ પણ ભ્રમમાં પડી જઈ તેમને કૃષ્ણ સમજી બેસે છે. શ્લોક-૨૭-૨૮-૩૩-૪૦

**(૫૪) દિક્ચક્રવર્તિસત્કીર્તિ :**

શ્રીગુસાંઈજીની કીર્તિ દશેય દિશામાં વ્યાપેલી છે. તેથી તો આપના અનેક રાજા-મહારાજા સેવકો હતા. શ્રેષ્ઠીઓ સેવકો હતા તથા મ્લેચ્છ રાજાઓ પણ આપનું સન્માન કરતા.

**અધ્યાય-૫૬ : ભૌમાસુરને મારી સોળ હજાર કન્યાઓ ત્યાંથી લાવી તેમની સાથે લગ્ન કર્યા.**

જે નરકાસુરે ઈન્દ્ર ઉપર વિજય મેળવીને અદિતિના કુંડળ અને મણિપર્વત સ્થાન છીનવી લીધા હતા તેવા નરકાસુરને તેની રાજધાનીમાં જઈને માર્યો. તે પહેલાં મુર દૈત્યને મારીને મુરારી નામે ઓળખાયા. ત્યાં તુમુલ યુદ્ધ થયું અને ભગવાને નરકાસુરને સુદર્શનચક્રથી મારી નાંખ્યો (૨૧). દેવતાઓને પોતાનું સ્થાન અને ચિન્હો પાછા મળતાં ખૂબ પ્રસન્ન થયા અને ભગવાનની કીર્તિ દશે દિશામાં ગવાવા લાગી અને ભૂમિએ (નરકાસુરની માતા અને ભગવાનની પત્ની છે.) ભગવાનની સ્તુતિ કરી. ત્યાં કેદ ૧૬૦૦૦ કન્યાઓએ ભગવાનનું વરણ કર્યું. ભૂમિએ ભગવાનને વૈજયંતીમાળા આપી અને સ્વર્ગમાંથી ભગવાન પારિજાતક વૃક્ષ લાવ્યા. આમ, ભગવાનની કીર્તિ દશે દિશામાં પ્રસરી.

**(૫૫) મહોજ્જવલચરિત્રવાન્**

શ્રીગુસાંઈજીનું ચરિત્ર ઘણું ઉજ્જવળ છે. કેમ કે આપ ગુણપૂર્ણ અને નિર્દોષ છે. આપની કીર્તિ અમર્યાદીત છે.

**અધ્યાય-૭૧ :** યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં શિશુપાલનો વધ કર્યો બ્રહ્મા શિવ ઈન્દ્ર ઋષિઓ વ. ભગવાનની આજ્ઞા મેળવવા તત્પર હોય છે કેમ કે ભગવાનનું ચરિત્ર ઉજ્જવળ છે. (૨) યુધિષ્ઠિરની સ્તુતિ શ્લોક-૨ થી ૫ માં ભગવાનને અવિકારી એટલે કે નિર્દોષ કહ્યા છે. યુધિષ્ઠિર કે જે ચક્રવર્તિ રાજા છે, ભગવાનથી આયૂમાં મોટા છે તે ભગવાન્‌ની આજ્ઞા લઈને યજ્ઞ કરે છે કેમ કે ભગવાન્ નિર્દોષ-પૂર્ણગુણ છે (૬). રાજસૂય યજ્ઞમાં ભગવાનને જ અગ્રપૂજા માટે લાયક ગણવામાં આવ્યા અને તેમને અદ્વિતીય બ્રહ્મ કહ્યા (૨૧). આમ, ભગવાન મહોજ્જવલ ચરિત્રવાન્ સિધ્ધ થયા.

**(૫૬) અનેકક્ષિતિપશ્રેણીમુર્ધાસક્તપદામ્બુજ :**

શ્રીગુસાંઈજીના ચરણારવિંદ અનેક રાજાની પંક્તિના મસ્તકો ઉપર છે. આ મહિપતિઓએ સ્વયં દીનતાપૂર્વક આપશ્રીના ચરણોને પોતાને માથે પધરાવ્યા છે. રાજાઓ આપશ્રીના શરણે આવેલા છે. તેઓ નિરભિમાની બન્યા છે.

**અધ્યાય-૭૧ : યુધિષ્ઠિરનો અશ્વમેઘ યજ્ઞ.**

ભગવાનની યાદવ સેના અજેય થઈ ગઈ હતી, તે ભગવાનને પ્રતાપે જ. આપે જરાસંધ, નરકાસુર,

બાણાસુર વ. ને પરાસ્ત કર્યા હતા તો બાકીના ઘણાં બધાઓએ પાંડવોની મિત્રતા સ્વીકારી હતી કેમ કે આ બધા જ રાજાઓ શ્રીકૃષ્ણના આધિપત્યમાં હતા. ભગવાનના કારણે જ યુધિષ્ઠર રાજસૂય યજ્ઞ પૂર્ણ કરી શક્યા હતા. તેથી તો ભગવાનની અગ્રપૂજા ત્યાં થઈ હતી. એ જ બતાવે છે કે બધા રાજાઓ ભગવાનને શરણાગત હતા.

**(૫૭) વિપ્રદારિદ્ર્યદાવાગ્નિ :**

બ્રાહ્મણોના દરિદ્રરૂપી વનના આપ અગ્નિ છો. બ્રાહ્મણો આશીર્વાદ આપી અન્યના મનોરથ પૂર્ણ કરે છે તો આપ બ્રાહ્મણોની દરિદ્રતા દૂર કરો છો. વિપ્રનો અર્થ જ બીજાના મનોરથ પૂર્ણ કરનાર થાય છે. શ્રીગુંસાઈજીની આ ઉદારતા છે. આપ ચર્ચા કરવા આવનાર બ્રાહ્મણોને પણ દક્ષિણા આપીને વિદાય કરતા.

**અધ્યાય-૭૮ : ભગવાને સુદામાને સંપત્તિ આપી.**

સુદામાની સ્ત્રીએ આપેલી ભેટ સ્વીકારીને ભગવાને સુદામાને સ્થિર લક્ષ્મી આપી. વનમાં દ્રૌપદીના ભોજન પાત્રમાંથી એક ભાજીનું પત્તુ આરોગી ભગવાન તૃપ્ત થયા, તો દસ હજાર શિષ્યો સહિતના વિપ્રોનો ઉદર દાવાગ્નિ શાંત થયો હતો. (કારિકા) ભગવાને સુદામાને તો અલૌકિક સંપત્તિ-ભક્તિ આપી કેમ કે સુદામા નિષ્કામ છે. શ્લોક-૨-૧૧-૧૫-૧૬-૩૩-૩૬-૩૮

**(૫૮) ભૂદેવાગ્નિપ્રપૂજક :**

શ્રીગુસાંઈજી પૃથ્વી, દેવો અને અગ્નિને પૂજે છે, યજ્ઞાદિ દ્વારા શ્રીગુસાંઈજી આ પ્રકારે વૈદિકમાર્ગ તથા ગૃહસ્થાશ્રમનું રક્ષણ કરે છે.

**અધ્યાય-૬૫ : સવારથી સાંજ સુધીની ભગવાનની દિનચર્યા.**

ભગવાન ધર્મપાળી રહ્યા છે કેમકે તેના વડે લોક ભગવત્ પ્રવણ થાય અને શુદ્ધ ચિત્તવાળા થઈ, સાત્વિક થઈ, ભગવાનનું શરણ ગ્રહણ કરશે.

આપ સંધ્યા અગ્નિહોત્ર અને ગાયત્રી મંત્રનો જપ કરતા (૬). આપ સૂર્યોદય વખતે સૂર્યોપસ્થાન કરતા. ઋષિ પિતરોનું તર્પણ કરતા, કુલના મોટેરા તથા બ્રાહ્મણોનું વિધિપૂર્વક નિષ્કામભાવે અર્ચન કરતા (૭). બ્રાહ્મણોને ગાયોનું દાન કરતા (૯). ગાય બ્રાહ્મણોનું પૂજન, નમસ્કાર કરતા (૧૦) (૧૨).

**(૫૯) ગોબ્રાહ્મણ પ્રાણરક્ષાપર :**

આપ ગાયો બ્રાહ્મણોના પ્રાણના રક્ષક છે. ગુસાંઈજીએ જતીપુરામાં ગાયોના વાડા બનાવી પાલન-પોષણ રક્ષણ માટે ગંગ, ગોપાલ, ગોપીનાથ અને કૃષ્ણદાસ એમ ચાર ગ્વાલોને રાખ્યા હતા. આપ ગોસ્વામી કે ગુસાંઈ નામે પ્રસિદ્ધ થયા. બ્રાહ્મણો સાથે શાસ્ત્રચર્ચા કર્યા પછી પણ તેમને દાન આપતા, સન્માન કરતા.

**અધ્યાય-૬૧ : નૃગનું આખ્યાન**

નૃગ ખૂબ ગાયોનું દાન કરવા છતાં ધર્મમાં અત્યાગ્રહને વશ થયો પણ ધર્મનિષ્ઠા ન રાખી તેથી અજાણતાં પણ ગાયોના કારણે બ્રાહ્મણનો દોષ રાજાથી થઈ ગયો ત્યારે તે કાચંડો થયો પરંતુ તેમાંથી ઉદ્ધાર તો ભગવાન જ કરી શકે છે. જેમ પરીક્ષિતે બ્રાહ્મણનો અતીક્રમ કર્યો અને સર્પદંશને પામ્યો તેવું જ અહી પણ થયું. રાજ્યમદને કારણે અતિક્રમણ થઈ જાય છે. માટે સાવધાન રહેવું (૯). ભગવાન જ બ્રાહ્મણનું હિત કરનાર અને ગોદાનનું મહાત્મ્ય જણાવનાર છે. તથા તેથીય અધિક ભગવદભજન છે તેમ બતાવનાર છે (૨૫) (૩૨) થી (૪૩).

**(૬૦) સત્યપરાયણ :**

આપ સત્યપરાયણ છે. સત્ય એટલે પરબ્રહ્મકૃષ્ણ. એટલે કે પ્રભુપરાયણ ભક્તોમાં જેમનું સ્થાન છે. તેવા ગુસાંઈજી. અને સત્ય કહેતાં આપ ઉત્કૃષ્ટ જ્ઞાનવાળા છો. તેથી તો આપે અનેક નાના મોટા ગ્રંથોની રચના સ્વકીયજનો માટે કરી છે.

**અધ્યાય–૭૧–૨ : યુધિષ્ઠિરનો રાજસૂય યજ્ઞ.**

સત્ય જેને પ્રિય છે તેવા યુધિષ્ઠિર રાજા પણ જેમનામાં પરાયણ છે તે ભગવાન કૃષ્ણ છે. તેથી તો તેમની આજ્ઞા લઈને જ રાજસૂયયજ્ઞ કરે છે. અને આધિદૈવિક યજ્ઞરૂપ શ્રીકૃષ્ણનું પૂજન કરે છે. ભગવાન કૃષ્ણ જ સત્યરૂપ છે. ભગવાન કૃષ્ણ જ સર્વરૂપ છે. અને સર્વયજ્ઞરૂપ છે (૨૦). અધ્યાય-૨ માં દેવો પણ ભગવાન સ્તુતિ ‘સત્ય’ રૂપે કરે છે (૨૬) (૨૮).

**(૬૧) પ્રિયશ્રુતિપથ :**

શ્રીગુસાંઈજીને વેદમાર્ગ અતિ પ્રિય છે. એટલે કે, શ્રુતિરૂપા ગોપીજનોનો માર્ગ અતી પ્રિય છે. ગોપીઓની જેમ આપ પણ હંમેશાં શ્રીકૃષ્ણ કથાનું જ શ્રવણ કરતા રહે છે. ગુણગાન કરતા રહે છે. શ્રુતિ એટલે શ્રવણ. આપે આધ્યાત્મિક યજ્ઞને સેવારૂપી આધિદૈવિક સ્વરૂપે પ્રકટ કર્યુ.

**અધ્યાય–૬૬ : શ્રીકૃષ્ણના ગાર્હસ્થ્યને નારદજીએ જોયું.**

નારદજીએ જોયું કે ભગવાન્ દરેક પટરાણી સાથે ભિન્ન ભિન્ન પ્રકારે ગૃહસ્થ જીવન એક સાથે જ આચરણ કરે છે. આપનું આચરણ લોકવેદ અનુસારનું જણાય છે. જોકે આપે તે ભક્તોદ્ધાર અર્થ ધારણ કર્યુ છે. તેથી તો ભગવાન્ નારદજીનું શાસ્ત્રોક્ત વિધિથી પૂજન કરે છે (૧૬). આપ પોતાના ગૃહસ્થ જીવનમાં ધર્મ-અર્થ-કામ-મોક્ષ-રૂપ પુરુષાર્થોનું આચરણ લોકમાં આદર્શ સ્થાપવા કરે છે. ક્યાંક આપ કે જે યજ્ઞેશ્વર છે, તે આહ્‌વનીય નામના અગ્નિમાં હોમ કરે છે. તો ક્યાંક પંચયજ્ઞ કરતા તો કયાંક બ્રાહ્મણોને ભોજન કરાવતા પછી બાકી રહેલ અન્નમાંથી ભોજન કરતા નારદજીએ જોયા (૨૪). તો ક્યાંક ગાયત્રીનો જાપ કરતા જોયા, તો ક્યાંક દાન કરતા જોયા (૨૪) (૨૫) (૨૮).

**(૬૨) શશ્વન્મહામખકર :**

શ્રીગુસાંઈજી સોમયજ્ઞ વ. યજ્ઞો કરનાર છે. આ મહાયજ્ઞ હોવાથી તેનું ફળ પુરૂષોત્તમ પ્રાપ્તિ રૂપ છે. તે સાશ્વત અને મહાન હોવાથી મહાયજ્ઞ છે.

**અધ્યાય–૨૧, ૧૪, ૨૦, ૭૧, ૮૧**

ભગવાને ગોકુલવાસીઓનો અન્યાશ્રય દૂર કરવા ગિરિરાજજીને અન્નકૂટ તથા પૂજન કરવા રૂપે યજ્ઞ કર્યો કરાવ્યો (અ-૨૧). આપે ગોપસખા તથા ગાયોના દુઃખની નિવૃત્તિ માટે દાવાનલ પાન કરી યજ્ઞ કર્યો (અ-૧૪). યજ્ઞપત્નિઓનું ભોજન સ્વીકારી તેમનો ભક્તિમાર્ગીય યજ્ઞ સફલ કર્યો (અ-૨૦). યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞની અનુજ્ઞા આપી જેમાં આધિદૈવિક યજ્ઞ રૂપ શ્રીકૃષ્ણનું પૂજન કરાવી યુધિષ્ઠિરનો ધર્મ પ્રકટ કર્યો (અ-૭૧) વસુદેવજી મુનીઓને પોતાનું અત્યંત કલ્યાણ થાય તે ઉપાય પૂછતાં મુનીઓ કહે છે. ‘યજ્ઞોદ્વારા યજ્ઞોના ઈશ્વરનુ પૂજન કરો.’ ત્યારે વસુદેવજીએ ધર્મબુદ્ધિથી યજ્ઞો કર્યા. પુત્ર રૂપે સાક્ષાત પૂર્ણપુરૂષોત્તમ બિરાજતા હોવા છતાં ભગવાન યજ્ઞ કરવા પ્રેરે છે, તે પણ પ્રભુની એક લીલા છે. (અ-૮૧)

**(૬૩) પ્રભુ :**

પ્રભુ એટલે કર્તુમ્ અકર્તુમ્ અન્યથા કર્તુમ્ સમર્થ. સર્વ તંત્ર સ્વતંત્ર શ્રીગુસાંઈજીએ હતિત પતિત જેવા

પ્રેતોનો ઉદ્ધાર કર્યો (કર્તુમ્), વિધર્મી કુંજરીને પોતાના અલૌકિક સ્વરૂપે દર્શન આપ્યા પરંતુ ભગવત્ પ્રાપ્તિમાં એક જન્મનો અંતરાય રાખ્યો (અકર્તુમ્). આપે જ્યારે કહ્યું-બિરબલ અમારા કામથી ગયો ત્યારબાદ બિરબલે દિનેઈલાહી ધર્મને સ્વીકર્યો. આમ આપના વચન સત્ય થયા કે જેણે ગુસાંઈજીની અનેક સેવાકરી છતાં આમ બન્યુ, (અન્યથા કર્તુમ્ સામર્થ્ય).

**અધ્યાયો** દશમસ્કન્ધમાં ભગવાનની અનેક લીલાઓ અસુરોને મારવું, અસુરોને માર્યા પછી તેમને મુક્તિ આપવી અને પોતાની માતા દેવકીને મરેલા પુત્રોમાં આસક્તિ જન્માવવી કે વસુદેવજીને યજ્ઞો કરવાની ઈચ્છા જાગવી વગેરે કાર્યો કરનારા આપ છો. આપ યમના પંજામાંથી બ્રાહ્મણના પુત્રો તથા સાંદીપનીના પુત્રને લાવી આપે છે, ઈન્દ્રના ગર્વનો નાશ કરી શરણે લાવે છે, તેનો વિરોધ છતાં પારિજાતનું વૃક્ષ લાવે છે, યુદ્ધમાં મહાદેવજીને હરાવે છે, વરૂણ પાસમાંથી પિતા નંદજીને છોડાવે છે, અગ્નિનું પાન કરી જાય છે, પરીક્ષિતનું બ્રહ્માસ્ત્રથી રક્ષણ કરે છે. આ બધા કાર્યો પ્રભુ જ કરી શકે.

## (૬૪) કૃષ્ણાનુગ્રહસંલભ્યો

શ્રીગુસાંઈજી દ્વારા શ્રીકૃષ્ણનો અનુગ્રહ સારી રીતે મેળવી શકાય છે. શ્રીગુસાંઈજીની કૃપાથી કૃષ્ણકૃપા થાય છે. ભગવત્ પ્રાપ્તિ માટે મોટાઓની કૃપા જ એકમાત્ર સાધન છે. તેથી તો રસખાન તથા પીરજાદીને પ્રભુદર્શન થવા છતાં ગુસાંઈજીની કૃપા, ભક્તિ પ્રગટાવવા માટે આવશ્યક હતી.

**અધ્યાય ૧૧-૬ :** ભગવાન ચાહે તેને મુક્તિ કે ભક્તિ આપી શકે છે. આપના અનુગ્રહને કારણે તો દિવસભર ઘરકાર્યમાં રચ્યાપચ્યા રહેનારા અને રાત્રે નિદ્રા લેનારા ગોકુલવાસીઓને આપે પોતાનામાં આસક્ત કર્યા કે જેથી તો તેઓ બેડીરૂપ સંસારને તોડી શક્યા અને અલભ્ય એવા સ્વરૂપાનંદના ફલને પામ્યા કે જે ફલ બ્રહ્મા જેવા માટે પણ દુર્લભ છે. ભક્તના વચનો સિદ્ધ કરવા યમલાર્જુનનો મોક્ષ કર્યો. (અ.૧૧) દુષ્ટ પૂતના ભગવાનની દ્વેષી હોવા છતાં તેને મુક્તિ આપી. અનુગ્રહ ભગવાનની ઈચ્છા પર અવલંબિત છે અને ઈચ્છાનું કોઈ કારણ નથી. (અ.૬)

## (૬૫) મહાપતિતપાવન :

શ્રીગુસાંઈજી મોટા મોટા પતિતોને પણ પાવન કરનારા છો. આપની કૃપાથી આપના ભક્તો પણ પતિતોને પવિત્ર કરી શકે છે.

### અધ્યાય-૬-૭૧-૭૫-૨૪

મહાપતિત એવી પૂતનાને માતૃગતિ આપી (અ.૬). શિશુપાલે ભરસભામાં અનેક પ્રકારે આપનું અપમાન કર્યું છતાં પોતાનો સેવક જાણી તેનો ઉદ્ધાર કર્યો (અ.૭૧). તે જ રીતે દન્તવક્ત્ર તથા વિદુરથનો ઉધ્ધાર કર્યો (અ.૭૫). ઈન્દ્રે ભગવાનના ભક્તોને દુઃખ આપ્યું છતાં તેને માફ કરી દીધો. (અ.૨૪)

## (૬૬) અનેકમાર્ગસંકિલષ્ટજીવસ્વાસ્થ્યપ્રદોમહાન્

કર્મ-જ્ઞાન ઉપાસના આદિ અનેક માર્ગોમાં રખડતા જીવોને આપે શરણે લઈ નિશ્ચિંતતા આપી. ભક્તિ સિવાયના માર્ગોમાં ક્લેશ જ મળે છે. તેથી આપ ભક્તિ પ્રદાન કરે છે.

### અધ્યાય-૨૧-૨૮-૨૦

ઈન્દ્રાદિ દેવોનો આશ્રય કરનારા વ્રજવાસીઓને અન્યાશ્રય તથા કર્મમાર્ગથી છોડાવ્યા (અ.-૨૧). અંબિકાપૂજન અર્થે નંદજી ગયા તો અજગરથી ગળાવી પછી છોડાવ્યા (અ.૨૮). યજ્ઞ કરનારા બ્રાહ્મણોને બ્રાહ્મણ પત્નીઓ દ્વારા પોતાના સ્વરૂપનું જ્ઞાન કરાવી તેમનો ઉદ્ધાર કર્યો. (અ.૨૦)

**(૬૭) નાનાભ્રમનિરાકર્તા**

અન્ય માર્ગોનો બોધ કરનારા અસત્ શાસ્ત્રોથી જીવોને જે ભ્રમ થાય છે, તે ભ્રમ આપ ભક્તિમાર્ગના બોધથી દૂર કરે છે. આપ માત્ર ભક્તોનો જ ભ્રમ દૂર કરે છે, અન્યોનો નહિ.

**અધ્યાય-૮૨-૮-૨૫-પ્રક્ષિપ્ત**

બ્રાહ્મણના બાળકો દ્વારકામાં જન્મતાં મરી જતા હતા તે જાણીને અર્જુને ભગવાન્ સહિત યાદવોને અનેક કઠીન વચનો કહ્યા, તે ભગવાનનું સ્વરૂપ ભૂલી ગયો. તો ભગવાને તેનો ભ્રમ દૂર કરી આપ્યો. કૃષ્ણ નંદજીના પુત્ર છે, તેવો ભ્રમ ગર્ગજી દ્વારા ભગવાને દૂર કરાવ્યો (અ.૮). દેવકીજીને મરેલા પુત્રો લાવી આપીને તેમનો પ્રભુ સંબંધિ પુત્રભાવ વાળો ભ્રમ દૂર કરાવ્યો અ-૮૨. ગોપો વ. ને વૈકુંઠધામ બતાવી તેમનો પણ કૃષ્ણ એક ગ્વાલ માત્ર છે તેવો ભ્રમ દૂર કર્યો અ-૨૫. બ્રહ્માજીએ ભ્રમવશ ગોકુળમાં ભગવાનનાં ગોપબાળ તથા વાછડાં ચોર્યા પણ ભગવાને તેમનો ભ્રમ દૂર કર્યો. (પ્રક્ષિપ્ત)

**(૬૮) ભક્તાજ્ઞાનભિદુત્તમ :**

શ્રીગુસાંઈજી ભક્તના અજ્ઞાનને દૂર કરે છે માટે આપ સર્વોત્કૃષ્ટ છે. આ અજ્ઞાન દૂર કરવામાં આપ ભક્ત તરફથી કોઈ સાધનની અપેક્ષા રાખતા નથી.

**અધ્યાય-૬૧** માં આ સાત્વિક પ્રકરણમાં ભગવાન નૃગ પર પ્રમેય કરે છે. પ્રમાણ બહુ અટપટુ છે. તેથી નૃગ ખૂબ જ ઉદાર-દાનેશ્વરી-ગો-બ્રાહ્મણ પ્રતિપાલક હોવા છતાં ભૂલથી અજાચક બ્રાહ્મણની ગાય તેનાથી દાન થઈ ગઈ તો તે મોટો અપરાધ ગણાયો અને તેણે કાચંડો થવું પડયું. પરંતુ, ભગવાનનાં સ્પર્શ માત્રથી તેનો ઉદ્ધાર થયો. તે જ રીતે અનવતાર કાળમાં ભક્તિનો સ્પર્શ થાય તો પણ ઉદ્ધાર થાય. આ રીતે ભક્તનું ભક્તિ વગરનો ધર્મ પાળવો, તે અજ્ઞાન ભગવાને નૃગનું દૂર કર્યું.

**(૬૯) મહાપુરુષસત્ખ્યાતિ :**

શ્રીગુસાંઈજીની ખ્યાતિ મહાપુરૂષોમાં પસિદ્ધ છે તથા આપના થકી મહાપુરૂષોની ખ્યાતિ છે અને મહાપુરૂષો દ્વારા આપની ખ્યાતિ પ્રસિદ્ધ થઈ છે. તેથી તો કૃષ્ણચૈતન્ય સંપ્રદાયના તથા અન્ય આચાર્યો તથા વિદ્વાનો, કલાકારો અને રાજાઓ આપના દર્શને આવતા. ચાચા હરિવંશજીએ આપની ખ્યાતિ વધારી. તાનસેન, બિરબલ જેવા આપને ત્યાં આવતા.

**અધ્યાય-૭૯**

ગ્રહણ વખતે ભગવાન યાદવો સહિત કુરુક્ષેત્રમાં પધાર્યા ત્યારે આપની કીર્તિ જાણીને આપના દર્શન માટે અનેક દેશના રાજાઓ ત્યાં આવ્યા. નંદજી વ. જેવા સુહદો આવ્યા પાંડવો-કુંતાજી-દ્રૌપદી વ. આવ્યા. ભીષ્મ-દ્રોણ વ. આવ્યા. ઋષિ-મુનીઓ પણ આવ્યાં. આપે અનેક પ્રકારના દાન વગેરે કર્યા, તેથી બ્રાહ્મણો-દીનજનોએ આપની કીર્તિ ફેલાવી.

**અધ્યાય-૬૮** માં ઈન્દ્રપ્રસ્થમાં યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો ત્યારે ભગવાનની અગ્રપૂજા કરવામાં આવી તે પણ આપ મહાપુરૂષ હોવાથી તથા આપની કીર્તિ સર્વત્ર અને સર્વમાં ફેલાયેલી હોવાથી જ પૂજા કરવામાં આવી.

**(૭૦) મહાપુરુષવિગ્રહ :**

ભગવાનના સંબંધથી મહાપુરુષ બનેલા ભગવદીયો માટે જ શ્રીગુસાંઈજીનું શ્રીઅંગ છે. ભક્તોના અર્થે

જ આપ પ્રકટ થયા છે અથવા ભક્તો જ આપનું શ્રીઅંગ છે. વિખૂટા પડેલા જીવોને શરણે લઈ પ્રભુ સંબંધિત કરવા જ આપનું પ્રાગટય છે. આપના દ્વારા જ જીવો ભગવદીય-મહાપુરુષ બન્યા.

**અધ્યાય-પ્રકીર્ણ**

ભગવાન પોતાના અંતરંગ ભક્તોને 'તદીય' માને છે. તેથી તે ભગવાનના જ થયા. ભગવાનના અંગરૂપ થયા. આવા પ્રચૂર સ્નેહયુક્ત ભક્તો નિષ્કામ છે અને પ્રભુની પ્રસન્નતામાં જ પોતાનું સુખ માને છે. ગોપીજનો, વિદુર, કુંતાજી, ઉદ્ધવ, વ. આપના અંતરંગ ભક્તો છે.

**(૭૧) દર્શનીયતમ :**

શ્રીગુસાંઈજી અત્યંત સુંદર મનોહર છે. તેથી સૌના મન ભ્રમરની જેમ આપનામાં લાગી જાય છે. માણિકચંદ અને તેની સ્ત્રીએ દૂરથી અગાશીમાંથી આપનાં દર્શન કર્યાં તો આંખ હટાવી ન શક્યા.

**અધ્યાય-૮-૩૮-૧૮**

વ્રજનાં ગોપીજનો આપના મનોહર રૂપમાં આસક્ત હતા. તેથી તો કોઈને કોઈ બહાણે તેઓ વ્રજરાજના ભવનમાં આવીને દર્શન કરી જતા અથવા ભગવાનને પોતાના ભવનમાં બોલાવવા લલચાવતા વાટઘાટમાં મળવા જતા. છાકને બહાણે વનમાં જતા અને પ્રભુના વનમાંથી આવની સમયે એક નજરે વન તરફ જોયાં કરતાં. આપનું સૌદર્ય કરોડો કામદેવથી પણ અધિક હતું (અ.-૮). આપ મથુરા પધાર્યા ત્યારે મથુરાની સ્ત્રીઓ પણ અટારી પરથી આપને એક દ્રષ્ટિએ જોયા કરતી હતી. રંગભૂમિમાં આપ પધાર્યા ત્યારે પણ બધાં જ જુદા જુદા ભાવે કરીને પણ આપને નિહાર્યા કરતા હતા (અ.-૩૮). પુલિંદીનીઓ પણ વનમાં આપના દર્શન માટે તલસતી, દેવસ્ત્રીઓ પણ આપના દર્શનથી મોહિત થઈ જતી. (અ.૧૮)

**(૭૨) વાગ્મી-**

શ્રીગુસાંઈજીની વાણી યુક્તિકૌશલ્યથી ભરપૂર છે. આપની વાણી રહસ્યમય છે. તેથી અકારણ કંઈ બોલતા નથી. આપની વાણી ન્યાયપૂર્ણ તથા તર્કબદ્ધ છે. કેમકે આપ વાક્પતિના પુત્ર વાગ્મી છે. આપની વાણી અમૃતનો રસાસ્વાદ કરાવે છે, મુગ્ધ કરે છે.

**અધ્યાય - ૧૮**

મોહપામેલા ભક્ત અર્જુનને પોતાની કૌશલ્યયુક્ત વાણી રૂપ ગીતા સંભળાવીને અનવતારકાલીન ભક્તો પર મોટો ઉપકાર ભગવાને કર્યો.

સ્કંધ - ૧૧ માં ઉદ્ધવને બોધ કરીને ભક્તસમાજ પર અનુગ્રહ કર્યો.

અવ્યક્તવાણી રૂપ વેણુગીતથી ગોપીજનોના મનને નિરૂદ્ધ કર્યા. અવ્યક્ત-શબ્દરૂપ વેદવાણી કે જે અપૌરૂષેય છે. તે ભગવાનની વાણીથી પૂરી દૈવીસૃષ્ટિ લાભાન્વિત થઈ.

**(૭૩) માયાવાદનિરાસકૃત્**

માયાવાદીઓ જગતને માયારૂપ કહીને ભ્રમ ફેલાવે છે. આપ બ્રહ્મવાદ દ્વારા માયામતનું ખંડન કરે છે. તેઓ બ્રહ્મને સત્ય માને છે. પરંતુ જગતને મિથ્યા માને છે. અને તે પ્રકારે પ્રમાણગ્રંથોના વચનોને જુદી ઉલટી રીતે સમજાવે છે. આ ગેરસમજ દૂર કરવા શ્રીગુંસાઈજીએ વિદ્વન્મંડન ગ્રંથની રચના કરી. આપે સાકાર બ્રહ્મવાદની સમજ આપી. ભેદસહિષ્ણુ અભેદ બ્રહ્મ છે તેમ કહ્યું.

**અધ્યાય - ૫૮, ૭૧, ૬૩**

અનિરુદ્ધના વિવાહમાં ભગવાનના વિરોધી એવા રૂકિમ તથા પ્રમાણરૂપ બલદેવજીની હાંસી કરનાર

રાજાઓ માયાવાદી છે. માયાવાદીઓ ભગવદ્ પ્રમાણ વચનોના વિરોધી હોય છે. તેથી ભગવાનની પ્રેરણાથી બળદેવજીએ તેમને માર્યા. તેજ પ્રકારે ભગવાનના વિરોધી તેવા શિશુપાલને ભગવાને યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં માર્યો. પૌંડ્રક કે જે ભગવાનને મિથ્યા વાસુદેવ માનતો હતો તે પણ માયાવાદી હોવાથી ભગવાને તેને માર્યો.

**(૭૪) સદાપ્રસન્નવદન :**

શ્રીગુસાંઈજીના સદા પ્રસન્ન રહેતા મુખારવિંદના દર્શન કરીને આપના ભક્તો પણ સદા પ્રસન્ન રહે છે.

**અધ્યાય – ૭ – ૮**

'શ્રીકૃષ્ણ સચ્ચિદાનંદો નિત્યલીલા વિનોદકૃત્' એ પુરૂષોત્તમ સહસ્ત્રનામ અનુસાર પ્રભુની લીલા પ્રસન્નતાપૂર્વકની હોવાથી કૃષ્ણનું મુખારવિંદ સદા પ્રસન્ન રહે છે.

ભગવાન માતાજીને પોતાના મુખમાં પૂરી સૃષ્ટિ લીલા સહિત બતાવે છે. ભગવાનનો ભાવ શાંત છે. તેથી આપ સદા પ્રસન્નવદન છે તેથી તો શ્રીઆચાર્યજી ભાગવતનો શાસ્ત્રાર્થ - પ્રભુની આનંદમયી લીલા એવો કરે છે. આપ સદા ભક્તો પ્રતિ અનુગ્રહ કરે છે, તેથી આપ પ્રસન્નવદન છે (અ.-૭). આપનું પ્રસન્નવદન નિહાળવા ગોપીઓ હંમેશાં તલપાપડ રહેતી. આપ દુષ્ટોને મારે છતાં પ્રસન્નવદન રહેતા. આપ ભક્તોના મનોરથ પૂરા કરીને ભક્તોને પ્રસન્નવદન કરો છો. પ્રસન્નતા એ આપનો નિત્યભાવ છે. આપનું સ્મિત મુગ્ધ હોય છે, પણ વદન પ્રસન્ન હોય છે. (અ.-૮)

**(૭૫) મુગ્ધસ્મિતમુખામ્બુજ :**

આપના મુખકમળ ઉપર ઝળકતું સ્મિત ભક્તોને આકર્ષિત કરે છે, ચિત્તને સ્થિર કરે છે અને પ્રસન્ન કરે છે.

**અધ્યાય–૩૮ : મથુરાનગરીમાં શ્રીકૃષ્ણનો પ્રવેશ.**

વસુદેવના બંન્ને પુત્રો ગોપાળો સાથે મથુરાના રાજમાર્ગમાં પ્રવેશ કરે છે ત્યારે મથુરાની સ્ત્રીઓ એમનાં દર્શન કરવાને જલદી ઘરની અટારીઓ ઉપર ચડી ગઈ (૨૪). ઉતાવળમાં તેમણે વસ્ત્રો-આભૂષણ પણ ઉલટાસુલટા પહેરી લીધા છતાં તેનું ભાન ન રહ્યું (૨૫) (૨૬). ગજરાજની જેમ ચાલતા ભગવાને મથુરાની નાગરીઓના નેત્રોને અત્યંત આનંદનું દાન કર્યું અને પોતાનાં વિલાસપૂર્ણ પ્રગલ્ભ હાસ્ય અને પ્રેમપૂર્ણ અવલોકનથી તેમનાં મન ચોરી લીધાં (૨૭) (૨૮) (૨૯).

**(૭૬) પ્રેમાર્દ્રદગ્‌વિશાલાક્ષ :**

પ્રેમભીની દૃષ્ટિવાળા ભક્તો ઉપર દયાભર્યા દીર્ઘ નેત્રો શ્રીગુસાંઈજી ખોલે છે તથા અવર્ણનીય રસનું દાન કરે છે. જેના પર આપનો દૃષ્ટિપાત થાય તે અલૌકિક રસનો ભાગ્યશાળી બને. આ તો માત્ર અનુભવનો જ વિષય છે, વાણીનો વિષય નથી.

**અધ્યાય–૩૦ :** ભગવાન રમાપતિ છે છતાં વ્રજસુંદરીઓની સાથે બાળક પોતાના પ્રતિબિંબની સાથે રમે તેમ આલીંગન, કરસ્પર્શ, સ્નેહપૂર્વક જોવું, નિર્મર્યાદ વિલાસ અને હાસ્ય કરીને રમણ કર્યું (૧૭). જળમાં અત્યંત હાસ્ય કરતી યુવતિઓ ભગવાનને પ્રેમથી જુએ છે.... (૨૪)

**(૭૭) ક્ષિતિમણ્ડલમણ્ડન :**

આપનાથી પૃથ્વી શોભાયમાન થઈ છે. આપે પૃથ્વીમંડલને શોભાવ્યું છે. શ્રીમહાપ્રભુ ભૂમિભાગ્ય હોવાથી ગુસાંઈજી પણ ભૂમિભાગ્ય છે. આપે ભટકતા દૈવી જીવોને શરણે લઈ ઉદ્ધાર કર્યા, તે જ ભૂતલ ઉપરની શોભારૂપ કાર્ય છે.

**અધ્યાય-૨ : ભૂતલ પર પધારવા કૃષ્ણે કરેલો ઉદ્યમ.**

ભગવાન કેદખાનામાં દેવકી-વસુદેવ સમક્ષ પ્રકટ થવાના છે. તે જાણી બ્રહ્મા-શિવ-નારદ વ. દેવો કંસના કેદખાનામાં આવ્યા અને કામ પૂર્ણ કરનાર ભગવાનની તેઓ સ્તુતિ કરવા લાગ્યા (૨૫). શ્રેષ્ઠ દેવો ભગવાનના પધારવા માટે સ્તુતિ કરે તે જ ભૂમિનું ભાગ્ય છે, ભક્તોનું ભાગ્ય છે અને માતા-પિતાનું ભાગ્ય છે. કેમ કે તેથી સર્વના દુઃખ દૂર થશે અને મનોરથો પૂર્ણ થશે (૨૬). ભગવાનનું ભૂતલ પર પ્રગટ થવું જ 'ક્ષિતિમંડલમંડનમ્' ભૂતલની શોભારૂપ છે.

**(૭૮) ત્રિજગદ્વ્યાપિસત્કીર્તિધવલીકૃતમેચક :**

ત્રણેય જગતમાં આપની વ્યાપેલી નિર્દોષ ઉજ્જવળ કીર્તિથી પાપાદિથી મલીન બનેલ જીવોનો ઉદ્ધાર આપની કીર્તિથી થયો, આપની કીર્તિ મલીનતા દૂર કરે છે. જેમ ગંગાજી પ્રસિદ્ધ છે તેમ. અથવા આપના ત્રણે પ્રકારના જીવ (સાત્વિક-તામસ-રાજસ) આપની કીર્તિ સાંભળી આપને શરણે આવ્યા અથવા આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક જગતના વિવિધ તાપ આપની કીર્તિથી-શમિત થયા.

**અધ્યાય-૪૯-૭૦-૭૧**

ભગવાનના અતૂલ્ય પરાક્રમોને લીધે જ આપની કીર્તિ ફેલાઈ આપની કીર્તિ સાંભળીને તો રૂકિમણીજીએ આપને વરવા નિશ્ચય કર્યો અને બ્રાહ્મણ દ્વારા પત્ર પાઠવ્યો (અધ્યાય-૪૯) આપની કીર્તિ સાંભળીને જરાસંધના કેદખાનામાં પૂરાયેલા ૨૦૮૦૦ રાજાઓએ પત્ર લખ્યો જેમને મુક્ત કરી ભક્તિનો સદુપદેશ કર્યો, ધવલીકૃત કર્યા. (અધ્યાય-૭૦) યુધિષ્ઠિરે યોજેલ રાજસૂય યજ્ઞમાં આપની ધવલકીર્તિને કારણે તો અગ્રપૂજા થઈ (અધ્યાય-૭૧) આપે કાચંડારૂપ નૃગરાજા, મુચુકુંદ, કુબેર પુત્રો, રાક્ષસીપૂતના, પાર્ષદ શિશુપાલ, વ. અનેકનો ઉદ્ધાર કરીને આપની કીર્તિને પ્રસરાવી.

**(૭૯) વાકસુધાકૃષ્ટભક્તાન્તકરણ :**

આપના વચનામૃત અમૃત સમાન છે, એનું શ્રવણ કરતાં ભક્તોનાં અંતઃકરણ આપને વશ થઈ જાય છે. આપ અધિકારી જીવોને સંબોધન કરતાં માત્રમાં જ તે જીવ શરણે આવી જતા.

**અધ્યાય-૮-૧૮-૪૪**

ભગવાનની બાળલીલાની તોતડી વાણી, દાનલીલાદિ વિહારલીલામાં, ચતુરાઈ ભરેલી વાણી અર્જુન સમક્ષ ગીતા પ્રકટ થઈ તે ગંભિર વાણી અને ઉદ્ધવ સમક્ષ ૧૧માં સ્કંધમાં ઉપદેશાત્મક વાણી, દુષ્ટ રાક્ષસો સમક્ષની વીરવાણી અને ઉદ્ધવને મથુરાથી વ્રજમાં ગોપીજનો પ્રતિ સંદેશો લઈને મોકલે છે - ''વ્રજમોહી બિસરત નાહિ.'' તે મૌન ભરી વાણી, વંશીનાદ રૂપ વાણી. આ અને બીજી અનેક પ્રકારની વાણી ભક્તોના અંતઃકરણને મીઠો સ્પર્શ આપે છે અને આ વાણી ભવતારિણી તો છે જ. આ તો ભગવાન ભક્ત માટે કીર્તન કરે છે.

**(૮૦) શત્રુતાપન :**

શ્રીગુસાંઈજી સ્વપ્રતાપથી શત્રુઓને તપાવે છે. ભક્તિ માર્ગથી વિરોધીપણાના ભાવને પોતાના ભક્તોમાંથી દૂર કરે છે અને ભક્તિમાર્ગીના વિરોધીઓને આ ભગવાનરૂપ અગ્નિ બાળે છે. માયાવાદી પંડિતોને પોતાની વિદ્વત્તાથી આપ દઝાડે છે.

**અધ્યાય-૭૨** : યુધિષ્ઠિરનો રાજસૂય યજ્ઞ ભગવાને પાર પાડયો તે ભક્ત વિરોધી રાજાઓ સહન ન કરી શક્યા, જેમાં દુર્યોધન મુખ્ય છે. સુધર્મા સભામાં ભગવાન્ પાંડવો સાથે બિરાજેલા હતા ત્યારે તે

માયાવી સભામાં દુર્યોધન આવ્યો, ત્યારે તેને જલ હતું ત્યાં સ્થળ જણાયું અને સ્થળમાં જળ. તેથી તેણે ખૂબ જ મૂર્ખતાભર્યું વર્તન કર્યું. તે જોઈ બધાં હસી પડયા. આથી દુર્યોધન ખૂબજ ઈર્ષ્યાથી અને ભૂંઠો પડવાથી બળવા લાગ્યો. નવમ્ સ્કન્ધમાં ભક્ત અંબરિષ કાજે દુર્વાસાઋષિને તપાવ્યા. કંસે મોકલેલા પ્રત્યેક અસુરોનો ભગવાને ગોકુલ-વ્રજમાં વિનાશ કર્યો તેથી કંસ પણ બહુ અકળાયો. જો કે ભગવાનના કોઈ જ શત્રુ નથી પરંતુ, ભક્તને આડે આવનારા ભગવાનના શત્રુ બની જાય છે. વ્રજવાસીઓ યમુનાજીનું મીઠું જલ ધરામાંથી પી ન્હોતા શકતાં તેથી ભગવાને કાલીયનું શત્રુની જેમ મર્દન કરીને ધરામાંથી ભગાવ્યો.

**(૮૧) ભક્તસંપ્રાર્થિતકર :**

આપ ભક્તના મનોરથો સિદ્ધ કરે છે અને તેમ કરવા સદાય તત્પર રહે છે. આપ ભક્તોમાં એવું સામર્થ્ય મૂકે છે કે તેઓ પણ બીજાના મનોરથો સિદ્ધ કરી શકે છે. જેમ ચાચાજી યમુના જળ ઉપર ચાલીને કિનારે આવ્યા તેમના થકી અનેક જન વૈષ્ણવ થયા.

**અધ્યાય-૧૨-૭૮-૪૫-૩૦**

પોતાના ભક્ત સખાઓને તાડફળ ખાવાની ઈચ્છા થઈ પણ ધેનુકાસુરના ઉત્પાતને લીધે ત્યાં કોઈ જઈ શકતું નહોતું ત્યારે ભગવાને બળદેવજી દ્વારા તેનો વધ કરાવ્યો. બળદેવજી શેષશાયી ભગવાનના ભક્ત છે (અધ્યાય-૧૨). ભક્ત સુદામાની પત્નીની મનોમય પ્રાર્થના સ્વીકારીને તેને અચંચલ લક્ષ્મી આપી (અધ્યાય-૭૮). કુબજા તથા અકૂરજીને ઘરે પધારી તેમની પ્રાર્થનાની પૂર્તિ કરી (અધ્યાય-૪૫). ઘર છોડીને અર્ધરાત્રીએ વનમાં આવેલી ગોપિકાઓને રાસલીલાનું દાન કરી તેમનો મનોરથ સિદ્ધ કર્યો (અધ્યાય-૩૦).

**(૮૨) દાસદાસીપ્સિતપ્રદ :**

આપ દાસ દાસીઓના મનોરથ સારી રીતે પૂરા કરે છે. ભક્ત જે પ્રકારે ભજે છે તે પ્રકારે ભગવાન તેના મનોરથ પૂરા કરે છે તેમ ડોશીમાના મનોરથ અનુસાર મદનમોહનજીએ બાલકૃષ્ણજીનું સ્વરૂપ ધારણ કર્યું.

**અધ્યાય-૮૩-૮૭-૮૨**

ભક્ત મિત્ર અર્જુનને પોતાની બ્હેન સુભદ્રાનું હરણ કરવા દઈને તેનો મનોરથ પૂરો કર્યો, મોટાભાઈ બળદેવજીનો તાપ પણ તે માટે સહન કરી લીધો (અધ્યાય-૮૩). ભગવાન પોતાની ભક્ત પટરાણીઓને હરેક પ્રકારે સુખ આપતા હતા અને તેમની ચિત્તવૃત્તિનો પોતામાં નિરોધ કરતા હતા, જો કે ભગવાનને તો સર્વ જગત્ કે જાગતિક ચિજોમાં વૈરાગ્ય છે (અધ્યાય-૮૭). ભગવાને માતા-ભક્ત દેવકીજીના મરેલા પુત્રો તેમને પાછા લાવી દીધા અધ્યાય-૮૨.

**(૮૩) અચિંત્યમહિમામેયો**

શ્રીગુસાંઈજીનો મહિમા અચિંત્ય છે.આપના ભક્તો સિવાય બીજું કોઈ આપના મહિમાના સ્વરૂપને જાણી શકતું નથી. સ્વરૂપજ્ઞાન માટે ગુણ અને લીલાનું જ્ઞાન જરૂરી છે. ગોપાલદાસ રૂપાલવાળાએ આપનો મહિમા વલ્લભાખ્યાનમાં વર્ણવેલ છે.

**અધ્યાય-૮૩ :** બ્રાહ્મણ શ્રુતદેવ અને બહુલાશ્વ રાજાને ત્યાં પ્રભુ પધાર્યા. ભગવાનનો મહિમા અચિંત્ય છે. તેથી તો આપ એક સાથે જ, મુનિઓ સહિત, એક જ નગરમાં ભક્તિયુક્ત જ્ઞાનનિષ્ઠ શ્રુતદેવ નામે

નિષ્કિંચન બ્રાહ્મણને ત્યાં પધારે છે તો બીજી બાજુ ભક્તિયુક્ત કર્મનિષ્ઠ બહુલાશ્વ નામે મિથિલાનરેશને ત્યાં પણ પધારે છે. બન્નેના ત્યાં એક સરખો સમય બિરાજે છે પણ શ્રુતદેવને ઘરે તે સમય એક દિવસ જેવો જણાય છે, જ્યારે રાજાને ત્યાં તે જ કાળ છ મહિના જેટલો થઈ જાય છે. જેને જેવી ઈચ્છા હતી તેને તેવું સુખ ભગવાને આપ્યું. આ ભગવાનનો મહિમા અચિંત્ય છે. જે બાર ઋષિઓ ભગવાનની સાથે હતા તે ભગવાનના અંગરૂપ હોવાથી ભગવદીય હોવા જોઈએ (૧૮). ભગવાન જે દેશોને સુખ આપતા પધાર્યા તે પણ ૧૨ છે (૨૦). શ્રુતદેવ અને બહુલાશ્વ બન્નેએ એક સાથે પ્રભુને આમંત્રણ આપ્યું છે અને તેથી ભક્તિનિષ્ઠ સત્યસંકલ્પ ભગવાને બન્નેનું આમંત્રણ સ્વીકાર્યું. બન્નેએ છ છ શ્લોકથી પ્રભુની સ્તુતિ કરી છે. ધર્મીસ્વરૂપ ભગવાને ૭ શ્લોકથી શ્રુતદેવને માત્ર પ્રત્યુત્તર આપ્યો છે, રાજાને નહિં. રાજા પાસે તો સંતોષ જ વ્યક્ત કર્યો છે.

**(૮૪) વિસ્મયાસ્પદવિગ્રહ :**

આપનું શ્રીવિગ્રહ નિરખવાથી વિસ્મય થાય છે. આપે સ્વેચ્છાથી દેહ ધારણ કર્યો છે. આપનો દેહ પ્રાપંચિક નહિં પણ અલૌકિક છે. આપનું સ્વરૂપ નથી જાણતા તેમને વિસ્મય થાય છે, કેમ કે આપ ભક્તોને કૃતાર્થ કરવા અનેક આશ્ચર્યજનક કાર્યો કરી બતાવો છો જેમ કે છિતસ્વામીને ખોટો રૂપિયો અને ખોટું સડેલું નાળીયેર સાચું-સત્ય કરી દેખાડયું. બીજાને આ જાદુ-ટોણાં લાગે પણ ભક્તોને તેમાં અલૌકિક સ્નેહાત્મક ભાવ જણાય.

**અધ્યાય–૧૩–૬–૭–૧૪–૮૨–૬૧**

ભગવાને વ્રજમાં તો અનેક પ્રકારની આશ્ચર્યજનક લીલાઓ કરી છે. જેમ કે નાના બાળકે અનેક દૈત્યોને માર્યા, કાલીયનાગને નાથ્યો, દાવાનલપાન કરી ગયા, સાંદીપનીનાં મૃત પુત્રો લાવી આપ્યા. દેવકીજીને મરેલા પુત્રો લાવી આપ્યા. કૂવામાંથી હાથ લંબાવીને જ કાચંડા-નૃગરાજાને બહાર કાઢયો વ. વ. ભક્તો તો આને ભગવાનની લીલા જ જાણે છે.

**(૮૫) ભક્તક્લેશાસહ :**

આપ ભક્તોનું દુઃખ સહન કરી શકતા નથી. તેથી જલ્દી તેનો ઉપાય કરે છે. ભક્તોના અલૌકિક તાપ નિવારણ માટે આપ પ્રયત્નશીલ છે. કુંજરીના શાક-મેવાની સરાહના કરી તેનો તાપ-ક્લેશ શાંત કર્યો તથા તેના મૃત્યુવેળા ચરણોદક – તુલસીમાળા અને નામ મંત્ર આપ્યો.

**અધ્યાય – ૨૨–૧૪–૧૬–૨૦**

ભગવાન ઈન્દ્રકોપથી કલેશ પામેલા વ્રજભક્તો માટે ગિરિરાજને ધારણ કરે છે. દાવાનલ પ્રકટ થતાં ગોપો-ગાયો વ. કલેશ પામ્યા તો દાવાનલનું પાન કરી ગયા. વનમાં ગોપબાળો ભૂખ્યા થયા તો વિપ્રપત્નીઓ પાસે ભાત લેવા મોકલ્યા. ભગવાન અંતર્ધાન થઈ જતાં ગોપીઓનો કેલશ સહન ન થવાથી આપ પ્રગટ થઈ ગયા. આપ મથુરા પધાર્યા પછી ભક્ત વ્રજવાસીઓની ચિંતા થતાં ઉદ્ધવને પોતાનો સંદેશ લઈને મોકલ્યા. હસ્તિનાપુરમાં પાંડવોની ચિંતા થતી હતી તેથી તેમની ખબર જાણવા અક્રૂરને મોકલ્યા. બહુલાશ્વરાજા અને બ્રાહ્મણ શ્રુતદેવને પ્રભુદર્શનનો ક્લેશ હતો તો પ્રભુ સામેથી તેમને દર્શન આપવા પધાર્યા. આમ, ભગવાન આધિભૌતિક આધ્યાત્મિક કે આધિદૈવિક ક્લેશ ભક્તના દૂર કરવા તત્પર રહે છે.

**(૮૬) સર્વસહો**

આપ સર્વ દુઃખ વ. સહન કરી લે છે પણ ભક્તને ક્લેશ થવા દેતા નથી. બાળક, કલ્યાણરાયજીને કાકાજી કેશવપુરીને ગાદીપતિ થવા સોપ્યા નહિ અને તે કારણે રોષે ભરાયેલા કાકાજીએ શાપ આપ્યા તે સહી લીધા.

**અધ્યાય – ૧૧**

ભગવાન સત્ય સંકલ્પ છે છતાં મિત્ર-ભક્ત અર્જુનને બચાવવા અથવા ભીષ્મને એવા પુષ્ટિ પ્રભુનાં સ્વરૂપને નિરખવું હતું, તેથી આપે પ્રતિજ્ઞાની અવગણના કરીને પણ રથનું પૈડું લઈને ભીષ્મને મારવા સામે ધસી ગયા.

યમલાર્જુનનો ઉદ્ધાર કરવો છે તેથી ગોરસની ગોળીની તોડફોડ કરી, માતાના હાથે દોરડાથી બંધાયા, દામણીયા સહિત ઘુંટણીયે ચાલ્યા અને બે વૃક્ષની વચ્ચેથી નીકળી ઝાડને પાડીને નલકુબર મણિગ્રીવ નામે કુબેરપુત્રોનો ઉદ્ધાર કર્યો. આપે પોતાના ભક્તોના ઉદ્ધાર માટે ગોકુલ સા નાનકડા ગામમાં ગોપવેશધારી થઈને રહ્યા. વ.

## (૮૭) ભક્તકૃતેવશઃ

આપ ભક્તિના કારણે ભક્તને આધીન છે. આપની ભક્તવત્સલતા અવર્ણનીય છે અથવા ભક્તે કરેલા કાર્યોને કારણે આપ ભક્તને વશ રહે છે. શ્રીનવનીતપ્રિયજી માટેનો રાજભોગનો થાળ આશકરણદાસજીને પીરસી દીધો, એમ કરી ભક્ત, ભગવાન અને ભક્તિ સર્વને પ્રસન્ન કરીને પુષ્ટિને વશ થવા મર્યાદાને ઓળંગી.

**અધ્યાય–૧૧–૨૯**

ભક્ત નારદે નલકુબર-મણિગ્રીવને તેમની ધૃષ્ટતા બદલ શાપ આપ્યો અને પછી કરૂણાવશ શાપ નિવૃત્તિના ઉપાય માટે ભગવાનના અવતાર દ્વારા ભગવાન તેમનો ઉદ્ધાર કરશે તે વચનોને ભગવાને સત્ય કરી યમલાર્જુનનો ઉદ્ધાર કર્યો. (અ.-૧૧)

ગોપિકાઓને સૌભાગ્યમદ થતાં ભગવાન અંતર્ધાન થઈ તેમને બોધ કરાવ્યો પરંતુ, તેમનો ભગવદ્‌વિયોગ આપ સહન ન કરી શક્યા તેથી આપ તેમની સમક્ષ પ્રકટ થઈ ગયા. ભક્ત ગમે તે અપરાધ કરી બેસે તો પણ ભગવાન તેની ભક્તિને કારણે તેને વશ થાય છે (અ-૨૯)

## (૮૮) આચાર્યરત્નમ્-

આપશ્રી આચાર્યજીનું રત્ન છે અથવા આચાર્યોમાં આપ રત્ન સમાન છે અથવા સદાચરણ અને ભક્ત્યાચરણમાં આપ રત્ન સમાન છે. અન્ય આચાર્યો તો પોતાના સેવકોને અંશ વિભૂતિ સુધી પહોંચાડે છે. જ્યારે આપ તો સાક્ષાત્ પુરુષોત્તમ સુધી પહોંચાડે છે.

**અધ્યાય–૬૬** : ભગવાન પોતાના આચરણથી જગતના ભક્તોને બોધ કરે છે. આપે પોતાના પગમાં તીર મારનાર પારધી કે શિકારીને ક્ષમા આપી તેવી કથા છે (સ્કંધ ૧૧, અ.-૩૧)

દ્વારકાના પોતાના ભવનમાં પોતે ગૃહસ્થાશ્રમી તરીકેના બધા જ વેદાદિ નિયમોને પાળતા હતા. (અધ્યાય-૬૬)

ભગવાને મિત્ર-ભક્ત સુદામાનું એક ગૃહસ્થને છાજે તેવું સ્વાગત કર્યું હતું. આમ, ભગવાને સદાચરણનાં બોધ આચારણ કરીને બતાવ્યા. આપ તેમાં સર્વશ્રેષ્ઠ છે તેથી તો રાજસૂય યજ્ઞમાં આપની અગ્રપૂજા થઈ (અ.-૭૭).

## (૮૯) સર્વાનુગ્રહકૃન્મંત્રવિત્તમઃ

સર્વ જીવો ઉપર આપ અનુગ્રહ કરનાર છો. ભગવત્ પ્રાપ્તિ રૂપ મંત્ર આપ જાણો છો અને તેનો ઉપદેશ સ્વકીયોને અનુગ્રહને કારણે કરો છો. સામાન્ય રીતે મંત્રોપદેશ મોક્ષ આપનાર મનાય છે પરંતુ, આપ મંત્ર આપે છે તેને સાક્ષાત્ પુરૂષોત્તમની પ્રાપ્તિ થાય છે.

**અધ્યાય-૪૮ :** ભગવાને અવતારકાલમાં સર્વ ઉપર અનુગ્રહ કર્યો છે તથા તેનો ઉદ્ધાર થાય તેવો સદુપદેશ પણ આપ્યો છે. આપે મુચુકુંદ પર અનુગ્રહ કરીને દર્શન આપ્યા તથા મંત્રરૂપ ભક્તિનો ઉપદેશ આપ્યો (શ્લોક-૩૬ થી ૪૩).

**(૯૦) સર્વસ્વદાનકુશલ :**

આપ સર્વસ્વનું દાન કરવામાં કુશળ છે. પોતાના સ્વરૂપનું દાન આપ કરે છે. પોતાના સર્વસ્વ તેવા પ્રભુ, ભક્તોને માથે પધરાવી દે છે. આમ, સર્વ-સ્વનું દાન કરવામાં કુશળતા એ છે કે તેવું દાન ભક્તને ભક્તિમાર્ગીય મુક્તિ આપે છે, ભક્તિ આપે છે.

**અધ્યાય-૨૯ :** પોતાનું સર્વસ્વ છોડીને જેઓ પ્રભુને મળવા મધ્યરાત્રે વનમાં આવ્યા તથા પ્રભુનાં મોહક વચનોથી ભ્રમિત ન થયા તેથી ભગવાને તેમને રાસલીલારૂપ પરમ સંયોગસુખ આપ્યું પણ આવા ભક્તોને પ્રભુ સર્વસ્વ આપી દેવા ચાહે છે. તેથી પ્રભુ અંતર્ધાન થઈ ગયા ત્યારે ગોપીઓ ખૂબ જ આકુળ-વ્યાકુળ થઈ ગઈ કે પ્રાણ ટકવા પણ મુશ્કેલ લાગ્યા, નિઃસાધન થઈ રૂદન કરવા લાગી. આમ, પ્રભુએ તેમને વિપ્રયોગાનંદરૂપ પરમ ફલનું દાન કર્યું અને તે પછી પ્રભુનું પ્રકટવું અત્યંત સુખાત્મક દાન હતું. ભગવાન શ્લોક-૨૨ માં કહે છે કે તમે નિર્દોષ રીતે મારૂં ભજન કર્યું એ તમારા ભજનનો બદલો હું બ્રહ્માજીના આયુષથી પણ ન આપી શકું. ન તોડી શકાય એવી ઘટરૂપ સાંકળને તોડીને તમે મારૂં ભજન કર્યું. એ તમારા ધર્મ વડે જ તમે પોતે પ્રસન્ન થાઓ. તમે મારી પાસેથી એનો બદલો મેળવવાની આશા ન રાખો, તે પછી ભગવાને મહારાસનું દાન કરી પોતાના સ્વરૂપાનંદરૂપ સર્વસ્વનું દાન કરી દીધું.

**(૯૧) ગીતસંગીતસાગર :**

આપે લૌકિક ગીત અને શાસ્ત્રીય સંગીતનો વિનિયોગ રાગ-ભોગ-શૃંગારનો વિસ્તાર કરી પ્રભુમાં નિયોજીત કર્યો, તેથી આપ ગીત સંગીત સાગર છે. આપ ગીત-સંગીતકારોની પરખ કરી શકતા તથા તેમની કદર પણ કરતા હતા.

**અધ્યાય-૩૧**માં ભગવાન તથા બળદેવજી સંગીત છેડે છે.

શ્લોક-૨૨-૨૩-૨૪ માં એ વખતે એમનું (સુંદર આહ્લાદક પ્રકૃતિનું) સન્માન કરતા ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીએ એકીસાથે રાગ આલાપ્યો. એમનો રાગ આરોહ-અવરોહ સ્વરોના ચઢાવ ઉતારથી ખૂબજ સુંદર લાગી રહ્યો હતો. તે સંપૂર્ણ જગતના સમસ્ત પ્રાણીઓના મન અને કાનને આનંદથી ભરી દેવાવાળા હતા. ગોપીજનો એ ગીતને સાંભળી મૂર્છિત થઈ ગયા. એ શરીર ઉપરથી સરી પડતાં કપડાંને, પોતાની જાતને અને કેશપાશથી છૂટી જતી માળાને પણ જાણી ન શક્યા. તેવું જ ગીત-સંગીતનું વર્ણન રાસલીલામાં છે તથા અવ્યક્ત ગીત વેણુગીત વ. પાંચ ગીત પ્રસિદ્ધ છે.

**(૯૨) ગોવર્ધનાચલસખો**

શ્રીગિરિરાજજીમાં સ્થિર રહેનાર શ્રીગોવર્ધનધર આપના સખા છે અથવા ગોવર્ધન પર્વત આપના સખા છે તેથી તો આપ પણ તેમની જેમ હરિદાસવર્ય છો. ગિરિરાજજી પ્રભુને પોતાનામાં થતાં કંદમૂળ ફળફૂલ આરોગાવે છે, તે જ રીતે આપ પણ પોતાના દેહ ઈન્દ્રિય વ. નો પ્રભુમાં અંગીકાર કરાવે છે. જેમ ગિરિકંદરામાં પ્રભુ બિરાજે છે, તેમ આપની હૃદયગુહામાં પ્રભુ બિરાજે છે. ગિરિરાજનો આશ્રય કરનારી પુલિંદીનીઓનો ઉદ્ધાર થયો, તેમ આપના આશ્રયે આવનાર જીવોનો ઉદ્ધાર થયો.

**અધ્યાય-૨૧ :** ગિરિરાજજીમાં થતાં કંદમૂળાદિ પ્રભુ આરોગે છે, તેની ગુફામાં પ્રભુ શયન કરે છે.

આમ, પ્રભુની સેવા ગિરિરાજ કરે છે માટે આપના તે સખા છે. પ્રભુ પણ ગિરિરાજજીને અન્નકૂટ આરોગાવે છે. આમ, સખ્યપણું પ્રગટ કરે છે. પ્રભુએ સાત દિવસ ગિરિરાજજીને પોતાના શ્રીહસ્તમાં ધારણ કર્યો. તેથી વર્ષાના કોપથી વ્રજવાસીઓનું રક્ષણ થયું. ગિરિરાજે મિત્રતા અદા કરી.

**(૯૩) ગોપગોગોપિકાપ્રિય :**

ગોપ, ગાય અને ગોપિકા આપને બહુ જ પ્રિય છે. આ બધાનો સંબંધ શ્રીઠાકોરજી સાથે રસાત્મક હતો. તેથી તો તે સહુ જ આપને પ્રિય છે.

**અધ્યાય - ૧૩-૧૬-૨૫**

વનમાં પ્રભુ ગાયો અને ગોપો સાથે વિહાર કરે છે તથા અનેક પ્રકારની ક્રિડા કરે છે. સૌનું રક્ષણ દૈત્યોથી, ઝેરી જલથી, અગ્નિથી કરે છે કેમ કે આપને તે સૌ પ્રિય છે. આપ તેમની ક્ષુધા પણ શાન્ત કરે છે અને વૈકુંઠ પણ બતાવે છે કેમ કે પ્રિય છે.

ગોપીઓ તો પ્રચૂર પ્રેમવાળી હોવાથી પ્રભુને પ્રિય છે. પ્રભુના એક અવાજ પર તેઓ અડધી રાત્રે મળવા વનમાં પધારે છે. પ્રભુ તેમને રસાત્મક સ્વરૂપાનંદનું દાન કરે છે કેમ કે પ્રિય છે. પ્રભુ તેમની સાથે અનેક પ્રકારની રસાત્મક લીલા કરે છે. દાનલીલા, માનલીલા, શૃંગારલીલા, છાકલીલા. ગોપીઓનું જીવન પ્રભુ છે તો પ્રભુ કહે છે હું કદી તમારાથી અઋણી નહિં થઈ શકું.

**(૯૪) ચિંતિતજ્ઞો**

આપ અંતર્યામી છે તેથી પોતાના ભક્તોના વિચારોને જાણે છે. તે જ રીતે ગુસાંઈજી પોતાના પ્રભુના હૃદય-ઈચ્છાને જાણે છે અને તેથી તે પ્રમાણે મનોરથ અંગીકાર કરાવે છે.

**અધ્યાય-૭૭** : જરાસંઘની કેદમાં પડેલા ૨૦૮૦૦ રાજાઓનો વિનતી સંદેશ લઈ દૂત આવ્યો અને છોડાવવાની પ્રાર્થના કરી અને તે જ સમયે નારદજી પણ પ્રગટ થયા. દેવર્ષિ નારદજી ભગવાનની ઈચ્છાશક્તિનું આધિભૌતિક રૂપ છે. ભગવાન જે કંઈ ઈચ્છે છે અને કરે છે તે બધું ભક્ત નારદજી જાણે છે. ભગવાન તો સર્વના અંતર્યામી હોવાથી બધું જાણે છે. (૩૫-૩૬-૩૭-૪૦) છતાં નારદજી યુધિષ્ઠિરનાં રાજસૂય યજ્ઞ કરવામાં પ્રભુનું અનુમોદન ચાહે છે. આમ, સભામાં એ પ્રશ્ન ઉભો થયો કે પહેલાં જરાસંઘ પ્રતિ ચડાઈ કરવી કે યુધિષ્ઠિરને ત્યાં જવું ? ભગવાન જાણતા હોવા છતાં મંત્રી ઉદ્ધવજીને પૂછે છે. ઉદ્ધવજી જાણે છે કે પ્રભુ સર્વજ્ઞ છે છતાં મને પૂછે છે (૪૭). ઉદ્ધવજી પણ ભગવાનનો મત જાણે છે તેથી પહેલાં યુધિષ્ઠિરને ત્યાં જવાની સલાહ આપે છે.

**(૯૫) મહાબુદ્ધિ :**

આપ મહા બુદ્ધિશાળી છે અને આપના દ્વારા જ મહાપુરૂષોને બુદ્ધિ પ્રાપ્ત થઈ છે. આપના દર્શન માત્રથી ભક્તોની અવિદ્યા દૂર થઈ જાય છે. જીવને વિદ્યા અને જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આપની મહાબુદ્ધિ ભક્તોની દુર્બુદ્ધિનો નાશ કરે છે. જેમ કે છિતસ્વામી.

**અધ્યાય-૪૮-૪૯**

દેવો વતી યુદ્ધમાં રચ્યો પચ્યો રહેનાર રાજા મુચુકુંદને ભગવાનના દર્શન થતાં જ અન્યાસક્તિરૂપ અવિદ્યા દૂર થઈ અને ભગવદ્ ભક્તિ સ્ફૂરાયમાન થઈ. આપે પાછળ પડેલા કાલયવનને બુદ્ધિપૂર્વક ભરમાવ્યો તેનો મુચુકુન્દ દ્વારા અંત કરાવ્યો, તો મુચુકુંદ પર અનુગ્રહ કર્યો. ભગવાને યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞને

બુદ્ધિપૂર્વક પાર પાડયો, 'જરાસંઘને જીતી લેવાથી આપણને ઘણું ધન પ્રાપ્ત થશે, યશ મળશે, જે રાજાઓ તેમની કેદમાંથી છૂટશે તે મિત્ર થશે. કાલયવને જે ધન મથુરાની બહાર છોડી દીધું હતું તે જરાસંઘ લઈ ગયો હતો તે પ્રાપ્ત થશે.' આમ ભગવાને રાજા યુધિષ્ઠિરને બુદ્ધિ આપી.

**(૯૬) જગદ્વંદ્યપદાંબુજઃ**

આપનાં ચરણકમલ જગતમાં પ્રણામ કરવા યોગ્ય છે. જગતનો અર્થ ભક્તોનો ગૃહસ્થાશ્રમ એમ લઈએ તો તેવો ગૃહસ્થાશ્રમ પણ વંદનીય છે કેમ કે તેનો વિનિયોગ ભગવાનની ભક્તિ કરવામાં જ થાય છે. આવી ભક્તિ મુક્તિથી પણ અધિક છે.

**અધ્યાય – ૩–૧૧–૨ – પ્રક્ષિપ્ત**

ભાગવત્ શ્રીમદ્ ભાગવત્માં લોકવત લીલાકર્તા ભગવાનને ભક્તો ઓળખી જાય છે ત્યારે તેમની સ્તુતિ કરે છે. ત્યારે તે સૌ ભગવાનના ચરણકમલના આશ્રયે જ રહેવા માંગે છે. આવી સ્તુતિ દેવો વ. વતી બ્રહ્માજીએ ભગવાનના પ્રાગટય સમયે કરી અને પોતે વાછડાં ચોર્યા તે અપરાધ પછી કરી, ઈન્દ્રે અપરાધ પછી કરી, વરૂણે કરી, નલકુબરમણિગ્રીવે કરી, અક્રૂરે કરી, મુચુકુંદે કરી, આમ અનેક પ્રાર્થના-સ્તુતિ છે. કાલીય નાગ અને નાગપત્નીઓએ કરી, ઉદ્ધવે કરી, પાંડવો વતી યુધિષ્ઠિરે તથા કુંતાજીએ, નારદ વગેરે ભક્તોએ કરી.

**(૯૭) જગદાશ્ચર્યરસકૃત્–**

આપ લૌકિક કાર્ય અલૌકિક પ્રમાણે કરીને આસુરી જીવોને આશ્ચર્યચકિત કરી દે છે. આપનું સ્વરૂપ લૌકિક જેવું લાગે છે પણ કૃતિ અલૌકિક કરે છે, તેથી સામાન્ય જનને આશ્ચર્યરસ પેદા થાય છે. આપ અપકારી ઉપર પણ ઉપકાર કરી આશ્ચર્ય પ્રગટાવતા. જેવું કૃષ્ણદાસ અધિકારી માટે બન્યું.

**અધ્યાય–૪૦–૪૧**

ભગવાને લૌકિક બાળક જેવો દેહ ધારણ કરી આશ્ચર્ય પમાડે તેવી કૃતિ કરી તેથી વ્રજવાસીઓ તથા અસૂરો સૌને આશ્ચર્ય થતું પણ વ્રજવાસીઓનો તેથી ભગવાનમાં પ્રેમ વધ્યો અને તેમ છતાં પણ અસૂરો ભગવાનને શરણે ન આવ્યા. બાર વર્ષના બાળકે કુવલયાપીડ જેવા હાથીને માર્યો ઢસડયો, ચાણુર-મુષ્ટિક જેવા બળવાન મલ્લોને હવામાં ઉછાળ્યાં, કંસને માર્યો છતાં કંસના ભાઈઓ ભગવાનને શરણે ન આવતાં સામે થયા, તેમને સૌને આશ્ચર્ય જરૂર થયું. કંસને તો અંદેશો પણ આવી ગયો હતો કે આ જ વિષ્ણુ છે છતાં પણ આસુરી મોહવશ આશ્ચર્ય સુધી જ તેની બુદ્ધિ રહી.

**(૯૮) સદાકૃષ્ણકથાપ્રિયઃ**

આપ ભગવદ્કથાના અનુરાગી છે. તેથી આપને સદા કૃષ્ણકથા પ્રિય છે. તેથી તો આપ બપોરના અનવસર કાલમાં નિત્ય ભાગવતકથાનું વાચન વૈષ્ણવો સમક્ષ કરતા. આપની કૃપાથી અલીખાન અને પિરજાદી જેવા વૈષ્ણવોને પણ કૃષ્ણકથામાં આસક્તિ થઈ ગઈ હતી. આપ ચાચા હરિવંશજી સાથે ભગવદ્કથા કરતા, દામોદરદાસ હરસાની સાથે ભગવદ્વાર્તા કરતા.

**અધ્યાય–૧૮–૨૮–૪૪**

ભગવાનને એવા ભક્તો પ્રિય છે કે જે સદા આપનું ગુણગાન કરે છે. તેથી તો આપને કુંતાજી પ્રિય છે. કુંતાજી ભગવદ્કથાનું વિસ્મરણ નથી કરતા. ગોપીજનોનું તો જીવન જ કૃષ્ણકથામય થઈ ગયું હતું. જેનો લાભ ઉદ્ધવજીએ છ માસ માટે લીધો. ભગવાન અંતર્ધાન થઈ ગયા ત્યારે ગોપીજનોએ ગોપીગીત

દ્વારા ભગવદ્ ગુણગાન ગાયા. વેણુગીત, ભ્રમરગીત, યુગલગીત બધે જ તથા અનેક ભક્તોની સ્તુતિમાં ભગવદ્કથાનું ગુણગાન જ છે. કલિયુગમાં ભગવદ્કથાનું ગાન જ એકમાત્ર મુક્તિનો આધાર છે.

**(૯૯) સુખોદર્કકૃતિઃ**

આપ સુખદ લીલા કરનારા છે. આપ સ્વીયજનોને પોતાની કૃતિથી આખરે તો સુખ જ આપે છે. શરૂમાં ક્યારેક મોહવશ ભક્તને આ વાત ન સમજાય પણ આખરે તો આપની કૃતિ ભક્તનું હિત કરનાર જણાતાં તેમને સુખદાયક થાય છે. નાગજીભાઈએ તેમના માટે ચિર આણ્યા તે આપે પ્રભુને વિનિયોગ કરાવ્યો.

**ભાગવત અધ્યાય-૨૧-૨૨-૨૩-૨૪-૨૫**

ભગવાનના આગ્રહ અને યુક્તિથી જ્યારે વ્રજવાસીઓ ઈન્દ્રપૂજાને બદલે ગોવર્ધનપૂજા અને યાગ કરવા તૈયાર થયા પણ જ્યારે ઈન્દ્રે કોપ કરી મેઘ વરસાવ્યો ત્યારે વ્રજવાસીઓ ભગવાનને શાપ વચનો કહેવા લાગ્યા. પરંતુ, જ્યારે ભગવાને ગિરિરાજને ધારણ કરી સૌને સુખ આપ્યું, ત્યારે આપની પ્રત્યેક કૃતિ વ્રજવાસીઓને સુખદાયક લાગી. વળી જ્યારે ખસિયાણો પડેલો ઈન્દ્ર ભગવાનને શરણાગત થયો ત્યારે તો આ વ્રજભક્તોને સમજાયું કે આ અલૌકિક બાળક વૈકુંઠપતિ જ છે. તેમને પ્રભુએ વૈકુંઠદર્શન કરાવીને તો અધિક સુખ આપ્યું.

**(૧૦૦) સર્વસંદેહચ્છેદદક્ષિણઃ**

સર્વ ભક્તોના સંદેહ છેદવામાં આપ કુશળ છે. વાણી માત્રથી તથા કૃતિથી પણ સંદેહ દૂર કરવામાં આપની ચતુરતા છે. આપના ભક્તો પણ આપ જેવા જ આપની કૃપાથી સમર્થ થાય છે. જેના કારણે ભક્તની માર્ગ પ્રતિ દ્રઢતા વધે છે. પરીક્ષા લેવા આવનાર છિતસ્વામીનો આપે કૃતિથી સંદેહ દૂર કરી દીધો, તો કોઈને વાણી માત્રથી અલૌકિક ગિરિરાજ-ગોવિન્દકુંડના દર્શન કરાવી દીધાં. સુરતની શાહની વ્હુનો ન્યાય અકબરના કહેવાથી કરી દીધો.

**અધ્યાય-૫૪-૬૬-પ્રક્ષિપ્ત ૧ થી ૩**

સ્યામન્તક મણિ ચોરાયાનો આક્ષેપ ભગવાન પર પરોક્ષ રીતે આવ્યો ત્યારે ભગવાને જાતે તે જાંબવાન પાસે લડાઈ કરી લાવી આપ્યો અને પોતાના પરનું આળ દૂર કર્યું. (અ-૫૪) નારદજીને સંદેહ હતો કે ભગરાન ૧૬૦૦૮ પટરાણીઓ સાથે ગૃહસંસાર કઈ રીતે નભાવતા હશે ? તો ભગવાને અનેક રૂપ ધરી વિવિધ લીલા કર્તા તરીકે દર્શન કરાવી સંદેહ દૂર કર્યો (અ-૬૬) બ્રહ્માજીને આ નંદકુંવર ભગવાન છે કે નહિં ? તેવો સંદેહ થતાં વાછડાં-ગોપબાળ ચોરી-છૂપાવી દીધાં, તે ભગવાને અનેકરૂપ ધરી નવા વાછડાં-ગોપબાળને લીલામાં યોજી દીધા તે જોઈ બ્રહ્માજીનો સંદેહ દૂર થયો. (પ્રક્ષિપ્ત ૧ થી ૩)

**(૧૦૧) સ્વપક્ષરક્ષણેદક્ષઃ**

આપને પોતાના ભક્તો પ્રતિ પક્ષપાત હોવાથી તેમનું રક્ષણ કરવામાં કુશળ છે. ચતુર છે. મેડતાવાળા હરિદાસનું આપે શિવભક્ત રાજાના કોપથી રક્ષણ કરાવ્યું.

**અધ્યાય-પ્રકીર્ણ** : દશમ સ્કન્ધમાં તો ભગવાને પોતાના પ્રિય ભક્તોનું ઠેર ઠેર રક્ષણ કર્યું છે. વ્રજમાં આવેલા અનેક દૈત્યોને મારીને, ઈન્દ્રના કોપથી, કાલીયના ઝેરથી, દાવાનલથી, પાંડવોને કુરુક્ષેત્ર યુદ્ધ જીતાડ્યું, વનમાં કૌરવોનાં ત્રાસથી મુક્ત કર્યો. જરાસંધના કેદમાંના રાજાઓને છોડાવ્યા. નરકાસુરની કેદમાંથી ૧૬૦૦૦ સુંદરીઓને છોડાવી, ભક્તમિત્ર અર્જુનને અગ્નિ-ચિતા પર ચડી મૃત્યુ સ્વીકારતાં બચાવ્યો વ.વ.

**(૧૦૨) પ્રતિપક્ષક્ષયંકર :**

આપ શત્રુપક્ષનો નાશ કરનાર છે. આપ ભક્તના ભક્તિવિરોધી શત્રુના નાશ કરનાર છે. લાડબાઈ-ધારબાઈમાં આપના બલથી સામર્થ્ય આવ્યું કે જેથી કોપીત પતિ રાજાનો સામનો કરી શક્યા.

**અધ્યાય-૪૧-૬-૭-૩૩-૭૬**

ભગવાન ભક્તવિરોધી, ભક્તિવિરોધી કે વેદવિરોધી કે ભગવાનના વિરોધીઓનો નાશ કરે છે.

ભક્તવિરોધી કંસ કે જે ગાય-બ્રાહ્મણ-ભક્તોનો વિરોધી થયો હતો તેનો નાશ કર્યો. ભગવાનને મારવાને આવનાર પૂતના-તૃણાવર્ત-બકાસુર વ. નો પણ નાશ કર્યો. પૌંડ્રક વ. નો નાશ કર્યો. ભક્તવિરોધી ભૌમાસુરને માર્યો. ઋષિઓના યજ્ઞમાં વિઘ્ન કરનાર બલ્વલનો બળદેવજીએ (ભગવાનના વ્યૂહ-સંકર્ષણ દ્વારા) વિનાશ કર્યો. અધ્યાય-૭૬

**(૧૦૩) ગોપિકાવિરહાવિષ્ટ :**

ગોપીજનોના વિરહરસથી આપ વ્યાપ્ત છે. કૃષ્ણદાસની મનાઈ રૂપ આજ્ઞાને કારણે આપ શ્રીનાથજીના દર્શને ન આવી શકતા તેથી આપ ચંદ્રસરોવર ઉપર બિરાજી વિરહ આવેશમાં પ્રભુને વિજ્ઞપ્તિ લખીને દિવસો જેમ તેમ વિતાવતા. આપને તે વેળા ચંદ્રાવલીજીનો આવેશ હતો.

**અધ્યાય-૪૩ :** ભગવાન મથુરામાં બિરાજે છે પણ તેમનું ચિત્ત પોતાના માટે જે વિરહાનલમાં સળગી રહ્યાં છે તેવા નંદ-યશોદા માતાપિતા તથા પ્રિય ગોપીજનોમાં છે. તેથી ભગવાન પોતાના અંતરંગ મિત્ર-ભક્ત ઉદ્ધવને ગોકુળ પોતાનો સંદેશ લઈને જવાની આજ્ઞા કરે છે. તથા તેમનો વિરહ કંઈક અંશે શાન્ત થાય તેવો પ્રયાસ કરવા કહે છે (અધ્યાય-૪૩ શ્લોક-૩ થી ૬) આ શ્લોકમાં ભગવાન પ્રિય ગોપીજનોનો વિરહ અનુભવી રહ્યા હોય તેમ સ્પષ્ટ જણાય છે. તેથી તો આપના વિરહને સમજનારા ભક્તો ગાય છે. ''વ્રજ મોહે બિસરત નાહિ.''

**(૧૦૪) કૃષ્ણાત્મા**

આપનું અંતઃકરણ કૃષ્ણમાં જ છે અથવા શ્રીકૃષ્ણનું અંતઃકરણ આપનામાં છે. આપ શ્રીકૃષ્ણ સ્વરૂપ છે કેમ કે આપનું જીવન કૃષ્ણસુખાર્થે જ હતું. તેથી તો શાકમાં એક તણખલું આવ્યું તે જોઈને પોતાનો આવો ગૃહાસ્થાશ્રમ વ્યર્થ છે તેમ સમજીને આપ સંન્યાસ લેવા તૈયાર થઈ ગયા હતા.

**અધ્યાય-પ્રકીર્ણ :** જેમનું અંતઃકરણ કૃષ્ણમાં છે તેમનામાં જ કૃષ્ણનું અંતઃકરણ છે, કેમ કે પ્રભુને અતિપ્રિય છે. ભગવાનમાં નિરુદ્ધ તેવા ગોપીજનો ગોપ, નંદ-યશોદા, વ્રજની ગાયો, પુલીંદીનીઓ, સૌનો આત્મા કૃષ્ણ છે. ઉદ્ધવ, અક્રૂર, યાદવો, પટરાણીઓ, સુદામા, વિદુર પાંડવો, કુંતાજી વ. અનેક ભક્તોનું ચિત્ત કૃષ્ણથી જ પ્લાવિત છે અને કૃષ્ણમાં જ પરાયણ છે તેવા સર્વ ભક્તો કૃષ્ણાત્મા છે અને કૃષ્ણ ભક્તાત્મા છે.

**(૧૦૫) સ્વસમર્પક :**

આપ પોતાનો આત્મા, ધન વગેરે ભગવાનને સમર્પે છે. તથા આપનો ઉપદેશ શિરોધાર્ય કરીને આપના ભક્તો પણ પ્રભુને બધું સમર્પે છે. આપ બ્રહ્મસંબંધ કે નામદીક્ષાથી ભક્તોનો પ્રભુ સાથે સંબંધ કરાવી આપે છે.

**અધ્યાય-૨૯ :** ભગવાન ગોપીઓ પ્રતિ કહે છે કે મારો આત્મા પણ તમોને સમર્પિત છે. ભગવાન અન્ય સ્થળે કહે છે કે, મારો ભક્ત મારા હૃદયમાં છે અને તેમનાં હૃદયમાં હું છું. આ જ પ્રભુ અને ભક્તનું પરસ્પર સમર્પણ બતાવે છે. ભગવાન ભક્તના દ્વેષીને સહન નથી કરી શકતા કેમ કે ભગવાન ભક્તને સમર્પિત છે. ભગવાન ભક્તની પ્રસંશા પણ કરે છે, ભક્ત પરાધીન પણ બની જાય છે.

## (૧૦૬) નિવેદિભક્તસર્વસ્વ :

નિવેદન કરેલા ભક્તો માટે આપ સર્વસ્વ છો. તેથી તો આપ તેમને યથા અધિકાર ભક્તિનું દાન કરો છો અને તેવા દાનથી ભક્ત ભગવાનને યથાધિકાર પામે છે. આપ પ્રમેયબળથી પણ નિવેદન કરાવી સ્વરૂપજ્ઞાન કરાવી, તરત જ ભગવદ્પ્રાપ્તિ કરાવી શકો છો. જનાર્દનદાસ હંમેશા નિવેદનમંત્રના અનુસંધાનમાં જ રહેતા હતા.

**અધ્યાય-૨૬ :** જેઓએ પોતાના દારા-આગાર-પુત્ર-વિત્ત-આત્મા આલોક પરલોક પ્રભુને સમર્પિત કર્યા છે કેમ કે તેઓનું સર્વસ્વ નિવેદન-સમર્પણ પ્રભુ પ્રત્યે જ માત્ર છે. તેવા ગોપીજનો ભગવાનના બંશીના સૂર સાંભળતાં જ અધરાતે લાજ-મર્યાદા-ડર વ. છોડી સંન્યાસીનીના ભાવથી વનમાં દોડી આવી હતી. તેઓ જે કંઈ ગૃહકાર્ય કરતી હતી તે અડધાં પડતાં મૂકીને જ આવી. અરે નાના સા ધાવતા બાળકોને અધૂરા પયપાને છોડીને આવી. કેમ કે કૃષ્ણ તેમના માટે સર્વસ્વ હતા અને તેથી તો કૃષ્ણે વેદ-મર્યાદા માર્ગ સમજાવવા છતાં પાછા ઘરે ન જ ગયાં. ત્યારે પ્રભુ પણ તે ભક્તોના સર્વસ્વ બન્યા અને પ્રભુ માટે પણ તે ભક્તો સર્વસ્વ બન્યા. બન્નેમાં આ પ્રમાણે સમાન નિર્ગુણતા થતાં પ્રભુના સ્વરૂપાનંદના અનુભવને પામ્યા. પ્રભુએ પણ ભક્તના ભક્તપણાના સ્વરૂપાનંદને માણ્યો.

## (૧૦૭) શરણાધ્વપ્રદર્શક :

શરણ માર્ગના આપ દર્શક છો. આપ ગીતાજીના ૧૮માં અધ્યાયના ૬૬માં શ્લોકના પુષ્ટિઅર્થવાળો શરણમંત્ર પોતાના સેવકોને આપ્યો અને તે ભક્તોને પ્રભુની સાચી નિષ્કામ શરણાગતિ કરાવી તેની સિદ્ધિ માટે ઉપદેશ પણ આપ્યો.

**અધ્યાય-૨૧-૩૩-૬૮-૭૦-૪૯**

ભગવાને એવી એવી લીલાઓ કરી કે વ્રજભક્તો ભગવાનને શરણાગત થઈ ગયા. ઈન્દ્રનો વ્રજ પર કોપ થતાં વ્રજભક્તો ભગવાનને શરણે ગયા. નંદજીને અંબિકાપૂજન વેળા સાપ ગળવા લાગ્યો ત્યારે તે પણ આખરે ભગવાનને શરણે ગયા, અંબિકાને નહિ. વનમાં દાવાનલ ફેલાતાં ગોપો ભગવાનને શરણે ગયા. અર્જુન મહાભારત યુદ્ધમાં અતિશય સંશિત થયો ત્યારે પણ ભગવાનને શરણે ગયો. અક્રૂરે યમુના-ધરામાં સ્નાન કરતાં ભગવાનના દર્શન અંદર અને ધરાના બહાર રથમાં પણ કર્યા, ત્યારે સ્વરૂપજ્ઞાન થતાં ભગવાનને શરણે ગયા. કુંતાજી તો આજીવન ભગવાનના શરણાગત હતા જ. રાજસૂય યજ્ઞ સુપેરે પાર પડે માટે પાંડવો ભગવાનના શરણે જ હતા. જરાસંધની કેદમાં કે નરકાસુરની કેદમાં રહેલા બંદીજન રાજાઓ કે રાજકુંવરીઓએ તેમાંથી મુક્ત થવા માટે પ્રભુનું શરણ જ સ્વીકાર્યું. રૂકિમણીજીનો વિવાહ તેમના ભાઈએ શિશુપાલ સાથે નક્કી કર્યો ત્યારે તેમણે પણ ભગવાનનું શરણ સ્વીકાર્યું.

## (૧૦૮) શ્રીકૃષ્ણાનુગૃહિતૈક પ્રાર્થનીયપદામ્બુજ :

શ્રીકૃષ્ણે જેમનો અંગીકાર કર્યો છે તે જીવ જ આપના ચરણકમલની પ્રાર્થના કરી શકે છે. એટલે કે ભગવાનના અનુગ્રહ વગર આપના ચરણારવિંદની પ્રાપ્તિ થતી નથી એટલે કે આપને શરણાગત થઈ શકતો નથી. પ્રાર્થના કરવા યોગ્ય આપના ચરણારવિંદ છે, કેમ કે આપ અને કૃષ્ણમાં શુદ્ધાદ્વૈત જેવો

અભેદ છે. તેથી ઉલટું પણ સદ્‌ગુરૂના અનુગ્રહ વગર ભગવદ્ પ્રાપ્તિ પણ થઈ શકતી નથી.

**અધ્યાય-૫૩-૭૧**

જેની ઉપર ભગવાનનો અનુગ્રહ હોય તે જ ભગવાનની ભક્તિ કરી શકે છે. પ્રભુનો સૌથી મોટો અનુગ્રહ તો વ્રજસિમંતીનીઓ પર.... કે જેમણે કોઈ સાધન કરીને ભગવત્ સ્વરૂપ પ્રાપ્તિની યોગ્યતા કરી હોય. તેઓ તો સંસારમાં એટલા લપટાયેલા હતા કે દિવસભર ગૃહસંસારમાં કામકાજથી થાકીને, રાત્રે સૂઈ જતા હતા. છતાં ભગવાનના અનુગ્રહને કારણે તેઓ ભગવાનના અનન્ય ભક્ત બની શક્યા કે જેમની સરખામણીમાં કોઈ જ ન આવી શકે. જાંબુવાન ભગવાન સાથે દિવસો સુધી લડયો કેમ કે સ્યામંતકમણિ જેવી લૌકિક ચિજ છોડવા ન્હોતો ચાહતો પરંતુ ભગવદ્ અનુગ્રહથી તેને સ્વરૂપજ્ઞાન થયું કે આ તો મારા રામજી જ છે. ત્યારે મણિ સહિત પુત્રીને આપી દીધી. વાલી કે જેને રામાવતારમાં પ્રભુએ ભક્ત પર અનુગ્રહ ખાતર કપટથી માર્યો હતો તે જ વાલીએ વ્યાધ બનીને ભગવાનના ચરણમાં તીર માર્યું કે જે ભગવાનની ભૂતલ લીલા સંકેલવામાં કારણભૂત બન્યો. પ્રભુએ તેના પર કૃપાદૃષ્ટિ કરી અને આને તો લીલા જ જાણીને તે ભક્ત-દ્રોહીને માફ કરી દીધો તથા મુક્તિ આપી (અ.૫૩). આવા અનેક પ્રતિ અનુગ્રહ કરનારા પ્રભુના ચરણારવિંદ પૂજન યોગ્ય અને પ્રાર્થના યોગ્ય છે. તેથી તો યુધિષ્ઠિરે ભગવાનની અગ્રપૂજા કરી ચરણો પખાર્યા. (અ.-૭૧)

**ઈમાનિ નામરત્નાનિ શ્રીવિઠ્ઠલ પદામ્બુજમ્ ।**
**ધ્યાત્વા તદેકશરણો યઃ પઠેત્ સ હરિં લભેત્ ।।**
**યદ્‌યન મનસ્યભિધ્યાયેત્તત્તદાપ્નોત્યસંશયમ્ ।**

આ પ્રમાણે શ્રીગુસાંઈજીના ૧૦૮ નામ શ્રીરઘુનાથજીએ આપ્યા. હવે દોઢ શ્લોકથી સ્તોત્રમ્ ફલ બતાવે છે. શ્રીવિઠ્ઠલેશ પ્રભુના ચરણ કમલનું ધ્યાન કરીને, કેવળ તેમના જ શરણમાં તત્પર થઈ, જે કોઈ તેમના આ નામરત્નોનો પાઠ કરે છે તે પ્રભુ પ્રાપ્તિ કરે છે. તે ઉપરાંત તેના જે જે કંઈ મનોરથ છે, તે સર્વ સફળ થાય છે, તેમાં કોઈ શંકા નથી.

**નામરત્નાભિદમિદં સ્તોત્રં યઃ પ્રપઠેત્ સુધીઃ**
**તદીયત્વં તે ગુહાણાશુ પ્રાર્થ્યમેતન્મમપ્રભો**

પંચમલાલ રઘુનાથજી કહે છે હે પ્રભુ, મારી એ પ્રાર્થના છે કે બુદ્ધિમાન ભક્ત આ નામરત્નાખ્ય સ્તોત્રનો શ્રદ્ધા પૂર્વક પાઠ કરે તેને આપ જલ્દી તમારો કરી સ્વીકારો, કારણ આપ પ્રભુ છો એટલે કે સર્વ સમર્થ છો.

**શ્રીવિઠ્ઠલપદામ્ભોજમકરન્દજુષોનિશમ્**
**ઈયં શ્રીરઘુનાથસ્ય કૃતિર્વિજયતેતરામ્**

શ્રી વિઠ્ઠલેશ પ્રભુચરણના ચરણકમળના પરાગને સેવનાર શ્રીરઘુનાથજીની આ કૃતિ સદા વિજય પામે છે.

ભાગવત અગીયારમા સ્કન્ધમાં ભગવાન ઉદ્ધવજીને જે ઉપદેશ આપે છે તેનો સારાંશ એ જ છે કે જે કોઈ સુસાધન કે નિઃસાધન જન નિષ્કામ ભક્તિપૂર્વક પ્રભુના ચરણોને ભજે છે તેને પ્રભુ પોતાનો કરી જાણી તેની કૃતિ સામે જોયા વગર તેને કૃતાર્થ કરે છે.

પ્રભુની અંતર્ધાન લીલા પછી પ્રભુ શ્રીમદ્‌ભાગવતમાં નામ સ્વરૂપે બિરાજીને વિજય પામે છે અને ભક્તોને કૃતાર્થ કરતા રહે છે.

અસ્તુ.

# અગાઉ પ્રકાશિત પુસ્તકોની યાદી

### કમલદલ

૧. આપણા ૮૪
૨. ૪૧ આપણા માટે
૩. ૭ બોલ શ્રીકૃષ્ણના
૪. ૩ સૌં હિલગનકી પહેચાન
૫. ૧ પુષ્ટિ કવન
૬. આપણા ૨૫૨
૭. પનઘટ - કીર્તન ભાવ
૮. ભગવત્ કીર્તન રહસ્ય ખંડ ૧-૨
૯. કરી મન હરિભક્તન કો સંગ
૧૦. ૪૯ શૂરના સૂર
૧૧. મધુરાષ્ટકમ્ એક રસઝલક
૧૨. ભગવત્ કીર્તન રહસ્ય ભાગ-૩
૧૩. નામરત્નાખ્ય રસમ્ (પ્રસ્તુત - PDF)

### પુષ્પ

૧ થી ૧૬ બડેનકી વાણી (વચનામૃત સંકલન)
૧૭. સૂરજ કોણ બતાવે
૧૮. આંસુ
૧૯. શ્રીમદ્ ભાગવત્ સાર (PDF)
૨૦. તજી મન હરિ વિમુખન કો સંગ (PDF)

# પ્રકાશિત ઓડીયો બુકની યાદી

૧. પુષ્ટિ પાઠાવલી
૨. ૮૪ વૈષ્ણવની વાર્તા
૩. ૨૫૨ વૈષ્ણવની વાર્તા
૪. શિક્ષાપત્ર
૫. રસખાનજી
૬. હરિગીત
૭. શ્રીમદ્ ભાગવત્ સાર
૮. શ્રીમદ્ ભાગવત્ સંપૂર્ણ
૯. શ્રીમદ્ ભાગવત્ રસાસ્વાદ
૧૦. સૂર સારાવલી
૧૧. કૃષ્ણલીલામૃત
૧૨. શ્રીમદ્ ભાગવત્ મૂલમ્
૧૩. તત્વાર્થદીપ નિબંધ મૂલમ્
૧૪. શ્રીમહાપ્રભુજી ગ્રંથાનિ મૂલમ્
૧૫. ઉપનિષદ્
૧૬. શિક્ષાપત્ર મૂલમ્ (શ્લોકમાત્ર)

